# ઐતિહાસિક ચર્ચા.

એટલે

તિહાસ વાંચવાથી લાભ, ઇતિહાસ વિષે
વિવિધ વિચારો અને ઇતિહાસ
શી રીતે લખવા?

લખનાર,

નારાયણ હેમચંદ્ર.

અમદાવાદ—ગુજરાત ગેઝેટ પ્રેસ.

ઈ. સ. ૧૮૯૫—સંવત ૧૯૫૨.

૩૧૫૯

# આ લખનારનાં સાહિત્ય વિષેનાં પુસ્તકો.

---

૧ ઐતિહાસિક ચર્ચા....................૦—૬—૦
૨ જીવન ચરિત્ર વિશે ચર્ચા...............૦—૪—૦
૩ કાવ્યચર્ચા.............................૦—૬—૦
૪ નાટયચર્ચા.............................૦—૬—૦
૫ સંગીતચર્ચા............................૦—૬—૦
૬ ગ્રંથચર્ચા..............................૦—૬—૦
૭ સાહિત્યચર્ચા...........................૧—૪—૦
૮ પ્રેમચર્ચા..............................૦—૮—૦

એન. એમ. એંડ કંપની કાલકાદેવીરોડ મુંબઇ.

# સૂચના.



આ પુસ્તકમાં ઐતિહાસિકનું વિવેચન કર્યું છે. ઇતિહાસ વાંચવાથી શા લાભ થાય છે, ઇતિહાસ એ શું છે અને ઇતિહાસ કેવી રીતે લખવા એ આદિની ચર્ચા કરી છે. આ પુસ્તકને બનાવવા માટે અંગ્રેજી, ગુજરાતી, બંગાળી, અને મરાઠી પુસ્તકોની સહાયતા લેવી પડી છે. છેલ્લું પ્રકરણ ઇતિહાસ કેવી રીતે લખવા આ વિષય બુદ્ધિપ્રકાશમાંથી લીધો છે તેથી તે લખનારનો આભાર માનું છું.

ભૂમધ્ય સમુદ્ર.<br>
બાલકુઇનો સ્ટીમર.<br>
તા. ૧૨-૧૦-૯૪

નારાયણ હેમચંદ્ર.

# અનુક્રમણિકા.



વિષય. પૃષ્ઠ.


૧ ઇતિહાસ વાંચવાથી લાભ. ..................૧

૨ ઇતિહાસનું સ્વરૂપ. ......................૪૨

૩ શું ભરતખંડીઓ ઇતિહાસ લખતા હતા?...૫૭

૪ હિંદુસ્થાનનો ઇતિહાસ રાખવાની સામગ્રી. ...૭૭

૫ ભરતખંડનાં ઇતિહાસ લખનાર અંગ્રેજોની ભૂલ. ૯૦

૬ ઇતિહાસ કેવી રીતે લખવા.................૧૦૫




# ઐતિહાસિક ચર્ચા.

## પ્રકરણ ૧ લું.

### ઇતિહાસ વાંચવાથી લાભ.

પ્રથમ ઇતિહાસ વાંચવાનો ઉપયોગ શું? એનો જવાબ એ છે કે ઇતિહાસનો બીજો કાંઈ પણ ઉપયોગ ન હોય તોપણ મનુષ્યના મનની અત્યન્ત સ્વાભાવિક એવી જે જીજ્ઞાસાવૃતિ તેતો તેના યોગેથી પરિતૃપ્ત થાય છે એજ શું થોડો ઉપયોગ છે? આ સર્વથી હલકો ઉપયોગ કહ્યો. ઇતિહાસ વાંચ્યાથી બીજા જે મોટામોટા લાભ થાય છે તે હવે પછી કહેવામાં આવશે. એવા લાભ હોવા છતાં કેટલાકો કહે છે કે ઇતિહાસ વાંચવાથી કંઇપણ લાભ જણાતો નથી. તેનો તિરસ્કાર કરનારા ઘણા માણસો છે. જેમના મનમાં જ્ઞાનનો પ્રવેશ થયો નથી, એવા માણસો ઉપરના જેવા મતો પ્રકટ કરે તો તેમાં કંઇ નવાઈ નથી. જેઓ પોતાની બુદ્ધિનો મોટો ભભકો દેખાડે છે, એઓ પણ ઇતિહાસ ઉપર અપ્રીતિ ઘણી વખતે

દેખાડતા નજરે પડે છે. અંગ્રેજલોકોનો પ્રસિદ્ધ ગ્રન્થકાર જૉન્સનનું આ વિષયમાં એક મોટામાં મોટું દૃષ્ટાન્ત છે. સઘળા ઇતિહાસ વિશેષકરીને પ્રાચીન ઇતિહાસ વિષે પોતાનો તિરસ્કાર તે વારંવાર પ્રકટ કરતો હતો. જૉંન્સનના કેટલાક વિલક્ષણ વિચારો હતા અને તેમાંના કેટલાક વિચારો તેના મનમાં જન્મ પર્યન્ત કાયમ રહેલા હતા, તેમાંનો ઉપલો એક હતો. આપણા દેશમાં એવા ઘણા બોલનારાઓ છે કે પૂર્વ કાળ વિષે આપણે શું કરવું છે? તે લોકો ગયા, મર્યા, પાર થઈ ગયા, હવે તેની પંચાતી આપણે શા માટે કરવી જોઇએ? બાજીરાવે દિલ્લી લીધી, કરણે મુસલમાનોની જોડે લઢાઈ કરી, જયસિંહે આવી રીતે રાજ્ય મેળવ્યું–આપણને તેમાં શું મળનારૂં છે? હાલ જે ચાલે છે તે ખરૂં. જેમાં આપણે લાભ નથી કે નુકસાન નથી, એવી પ્રાચીન વાતો મેળવવાની, જુના લેખ જોવાની વગેરે વગર કારણથી મહેનત કરવી શા કામની? અંગ્રેજ લોકોને કંઈ ઉદ્યોગ નથી, તેનુંજ તે કામ છે! એવો વગરકામનો ઉદ્યોગ શા વાસ્તે કરવો જોઈએ? તેમાં શું મળે છે? ખરૂં તો એ છે કે જ્યાં સુધી મરજી હોય ત્યાં સુધી ખાઇપીને બપોરે સૂઇને સાંજે સારાં

કપડાં પહેરીને બહાર ચકલામાં ફરવા જવું અથવા વિદ્યાનો શોખ હોય તો લાયબ્રેરીમાં થોડાં ન્યુસપેપરો જોઇને ઘર તરફ પાછું ફરવું. એવી રીતે દરરોજનો આયુક્રમ ચલાવવો એ શું જાણે કે ઇતિહાસથી શો લાભ થાય છે? એવી રીતના ઇતિહાસના ઉપર તિરસ્કાર દેખાડનાર બે જાતના લોકો હોય છે. એક ઉપર લખેલા ખુશાલીને ચાહનારાઓના મનમાં તો કોઈ ઇતિહાસ વાંચ્યાથી કંઈ લાભ નથી અને તેનો મત કોઇ ન માને તો તેમાં કંઈ મોટી માન હાનિ થનારી નથી. તેઓને ફક્ત સારૂ જમણ, સૂવું, પાન તમાકુ, ગપ્પોમાં જ્યાં સુધી કંઈ હરકત આવતી નથી, ત્યાં સુધી તેઓ બીજા કોઇને ગણકારતા નથી. આ વર્ગ મોટો છે તેમાં શક નથી. બીજો વર્ગ જૉન્સનના જેવા દુરાગ્રાહી અને સ્થૂલ બુદ્ધિવાળા લોકોનો છે. તેના મતો બીજા વિષય ઉપર કેટલા પણ માન્ય હોય તો પણ જેના ઉપર પોતે કદી યત્ન કર્યો નથી, અને તેનો સ્વાદ લેવામાં તેની સ્થૂલ બુદ્ધિ સ્વભાવતઃ સમર્થ નહિ હોય એવા વિષય ઉપર તેના મતો અસમજના માનવામાં કંઈ હરકત નથી. આ બેઉ જાતના માણસોના આપેક્ષ મનમાં લાવવા જેવા નથી. હવે ઇતિહાસના ઉપયોગ શાશા છે તે વિષય લખીએ છીએ.

એટલું તો પહેલાં કહેવામાં આવ્યું છે કે ઇતિહાસ વાંચવાથી જીજ્ઞાસાવૃત્તિ પરિતૃપ્ત થાય છે. ઈશ્વરે આ મનોવૃત્તિ માણસમાં ઘણીજ પ્રબળ મૂકી છે. એનું જોર કેટલું છે તે સુધરેલા કાળમાં સારી પેઠે દીઠામાં આવતું નથી. કેમકે એવી વખતે મનુષ્યના મનની મૂળની કળા તેના શરીરના પ્રમાણે લોકાચારની નીચે ઘણી દબાયલી રહે છે; એટલે પહેલાં જેવી તેની સ્વેચ્છા પ્રવૃત્તિ હોય છે તેવી પછીના કાળમાં રહેતી નથી. જુઓ મનુષ્યના દૂરના ગોળાની સાથે શો સંબંધ છે? પૃથ્વી ફરે અથવા સૂર્ય ફરે; ચંદ્ર સ્વયં પ્રકાશ હોય કે પર પ્રકાશ હોય, ગ્રહમાળામાં પૃથ્વી હોય કે સૂર્ય હોય, તારા કેટલા પણ હોય, તો તેમાં માણસનું શું હિતાહિત છે? આગળ સૂર્ય ફરે છે એવું લોકો માનતા હતા, હવે પૃથ્વી ફરે છે એવું લોકો માને છે તેથી શું માણસ રોગથી નિરોગ થઈ ગયો? ગરીબાઇથી ધનવાન થઈ બેઠો? એટલી વિપત્તિ વેઠીને દુર્બીનની કલ્પના કાઢીને નાના પ્રકારનાં ગણિત કરીને જૂદાંજૂદાં પ્રમાણ એકઠાં કરીને જ્યોતિષમાં અથવા જગતમાં શો લાભ થયો? ખરૂં છે કે તેનાથી એક બદામનો પણ લાભ થયો નથી. આના ઉપરથી આટલું તો સિદ્ધ થાય છે. કે

મનુષ્ય માત્રની જીજ્ઞાસા એ ઘણીજ ઉચ્છૃંખલ છે. તેની જો ખોટ હોત તો જગતની પહેલી સ્થિતિમાં કંઈ પણ ફરક પડત નહિ. એટલું લખવાનું મુખ્ય કારણ એ છે કે દૂરના ગોળા વિષય માણસના મનમાં જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે તો જે ગોળા ઉપર પોતે રહે છે તેની જૂદી જૂદી જગા ઉપર શું શું બન્યું છે તે સમજી લેવાની તેને શું ઉત્કંઠા થશે નહિ?

ઉપર કહેલો ઈતિહાસનો ઉપયોગ સર્વથી પહેલો, સહેલો અને નાનો છે તોપણ ઈતિહાસની પ્રવૃત્તિમાં લાગવાનું તેજ કારણ છે એવું જણાશે. તેનાથી ચઢતો ઉપયોગ નીતિબોધનો છે. સજ્જનનો જય અને દુર્જનનો પરાજય એવું સર્વદા ઇતિહાસમાં દીઠામાં આવતુ નથી તોપણ સર્વનું પરિણામ મુખ્યત્વે કરીને એવુંજ દીઠામાં આવે છે. એના શિવાય એ પણ લક્ષમાં આવે છે કે સારી વર્ત્તણુકથી ચાલવામાં આવે તો હમેશાં તેનું સારૂં પરિણામ નીપજે છે તથા દુષ્ટપણું કર્યાથી તેમ થતું નથી. મનુષ્યનું સર્વ પ્રકારનું હિત થવું તે કેવળ એજ માર્ગે થશે, કુમાર્ગથી તેમ થવું સંભવતું નથી. તેમ મોટા પ્રસંગમાં જેનું ધૈર્ય બળ હટતું નથી એવા મહાન્ પુરુષોને વિપત્તિ પશ્ચાત્થી જે સુખ મળે છે તે દુષ્ટ તથા કુત્સિત મનના

લોકો ઘણા ભાગ્યશાળી હોવા છતાં પણ તે મેળવી શકતા નથી. સારાંશ, આ સંસાર રૂપી મહાનાટકમાં આજ સુધી કિયાં કિયાં પાત્રોએ પોતપોતાની ભૂમિકા સંપૂર્ણ કરીને નિષ્ક્રમણ કર્યાં આ ચિત્ત ઉપર સારી પેઠે ઠસ્યાથી સારો માર્ગ કિયો, ખરાબ કિયો છે, તે સુજ્ઞ માણસને સહેલાઇથી પસંદ કરતાં આવડે. ખરૂં સુખ, ખરૂં સમાધાન, ખરી પ્રતિષ્ઠા શેમાં છે એ પણ જાણવામાં આવે. હજારો માણસોનો અનુભવ થોડામાં તેને મળે છે; તેથી તેની દૃષ્ટિ ચારેતરફ ફેલાય છે; અને તે જો તેવી બુદ્ધિનો તથા દૃઢ નિશ્ચયનો હોય તો જલદીથી તે કોઇની પણ નકલ કરીને જેમ ખારવાઓ ધ્રૂવના તારાને જોઇને વહાણ ચલાવે છે તેમ તે પસંદ કરેલા પુરુષોના ચરિત્ર ઉપર એકસરખી નજર રાખીને તે પોતાનું આયુષ્યક્રમ ચલાવવાનો યત્ન કરે. આ પ્રમાણે ઇતિહાસથી સદુપદેશ મળે છે. તેથીજ એક મોટા ગ્રંથકર્ત્તાએ "ઇતિહાસ આ પ્રત્યક્ષ ઉદાહરણો દેખાડેલો બોધ છે" એવું કહ્યું છે તે યથાર્થ છે.

ઇતિહાસ મનની ઉન્નતિ તથા પ્રસન્નતા આપનારો છે. એટલે તે નિરંતર વાંચવાથી ચિત્ત શાંત તથા સ્થિર રહે છે, અને મોટું થાય છે તેનું કારણ ઉઘાડુંજ છે.

એક ચતુર ગ્રંથકારે કહ્યું છે કે "ઇતિહાસ એટલે આ જગત્‌માં જે મહાપુરુષ થઈ ગયા છે તેનું ચરિત્ર છે." એટલે એવા પુરુષોએ જે કાર્ય કર્યાં છે તેનાથી ઇતિહાસ પરિપૂર્ણ છે, તે જૂદાં કાઢવામાં આવે તો બાકી શું રહે? અર્થાત્ કંઈજ રહે નહિ. ત્યારે આજસુધી આ જગતમાંના ભૂષણભૂત જે રત્નો જૂદા જૂદા દેશમાં ઉત્પન્ન થયા છે તેનો સહવાસ જો ચક્ષુથી થાય તો તેના કરતાં બીજો લાભ શો હોય? પ્લુટાર્ક નામનો એક નામાંકિત ઇતિહાસ લખનાર ગ્રીસ દેશમાં થઈ ગયો છે, તેના લખેલા અત્યંત પ્રસિદ્ધ તથા સર્વ જગતમાં પ્રીતિપાત્ર થયેલા ગ્રંથ "મોટા માણસોના ચરિત્રો" આ નામનો છે. તેમાં તેણે ગ્રીસ તથા ઇટાલીમાં જે મોટામોટા બનાવો થઇ ગયા છે તેના વૃતાંત લખ્યાં છે. તેની પ્રસ્તાવનામાં તેણે એવું જણાવ્યું છે કે "મને આ લોકોના ઉજ્વલ ચરિત્રનું મનન કર્યાથી જે લાભ થયો છે તે કહીને પૂરો કરાતો નથી, જ્યારે જ્યારે કંઇ અનુચિત કાર્ય કરવા ઉપર મારૂં મન વળે છે અથવા સદાચરણના વિષયમાં ઉત્સાહ ઓછો થયલો જણાય છે; ત્યારે ત્યારે હું તેઓનાં ચરિત્રો વાંચુછું; તેથી મને ફરી હોશિયારી જણાય છે." ગમેતેમ હો પણ સત્સમાગમનો મ-

હિમા એવોજ છે, આપણા ગુજરાતી તથા સંસ્કૃત કવિયોએ આ મહિમા વિષય જૂદીજૂદી કથા કથન થી તથા દૃષ્ટાંતથી ઘણું લખી રાખ્યું છે. તે દૃષ્ટાન્ત- માંનું એક ઉદાહરણ આપણા કવિએ આપ્યું છે તે અહિં ઘણુંજ લાગુ પડે છે. લોખંડ જો કે કેટલી હલકી ધાતુ છે અને જોવામાં તે કેવું ખરાબ હોયછે, પણ પારસમણિની જોડે સંઘટ્ટન થયાથી તે જેમ જેમ ઘસાય છે તેમ તેમ તેની સર્વ ધાતુઓથી શ્રેષ્ટ તથા યથાર્થ નામ જે સુવર્ણ તે બનતું જાય છે! અને વસ્તુતઃ માણસ કેવો પણ સારો ખરાબ થવો એ પુષ્કળ રીતે જે જે સ્થિતિ તેને પ્રાપ્ત થતીજાય છે તેનુંજ ફળ થાય છે. કેટલાકો તો સર્વ પ્રકારે તેનું ફળ થાય છે એવું પણ કહે છે. ઇગ્લંડમાં આ- સરે બસો વર્ષ ઉપર લૅાક નામનો એક મોટો વિ- ખ્યાત તત્વજ્ઞ થઈ ગયો છે તેણે આ મત સ્થાપ્યો હતો. આ મત માનનારાઓ કહે છે કે મનુષ્યનું મન પહેલાંથી સ્વચ્છ આરશાના પ્રમાણે અથવા કોરા કાગળના જેવું શુદ્ધ હોય છે. તેમાં પહેલેથી પ્રક્રા સં- સ્કાર એટલે પહેલાંથી સારા ખરાબ વિકાર કંઈપણ થયલા હોતા નથી. તે પછી જેની તેની સ્થિતિ વિ- શેષાનુરૂપ તેને વળગી તેનું ખેંચાણ સારી તરફ કે

ખરાબ તરફ કરે છે; એ ગમે તેમ હો પણ આટલું તો ખરૂં છે કે પછીની સ્થિતિ પ્રમાણે મન ઘણું કરીને સારા નરતા વિકાર પામે છે. સંસ્કૃતમાં એક વાક્ય છે.

**अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ।**

ઘાસના શિવાય એકાદી જગા ઉપર જો આગ સળગે તો તે પોતાની મેળે હોલવાઈ જાય છે. આ પ્રમાણે જ માણસના સારા નરતા ગુણો પૂર્ણપણે વિકાસ પામવાને તેવા પ્રકારની સ્થિતિ તેને અનુકૂલ હોવી જોઇએ. જુઓ, હમણાં આપણા દેશમાં પ્રતાપસિંહ, શિવાજી જેવા અથવા હૈદરના જેવા રાજ્યકર્તા કેમ ઉત્પન્ન થતા નથી? અથવા નાના ફડનવીસના જેવા રાજ્ય કારણી પુરુષો કેમ થતા નથી. તેનું કારણ ઉઘાડુંજ છે કે તેવા ગુણ હોય તોપણ તેનો વિકાસ થવાનો હાલની સ્થિતિમાં મુદલે અવકાશ નથી. એકાદામાં ગુણનો ઉત્કર્ષ થવામાં તેવી સ્થિતિ મનુષ્યને અનુકૂળ થવી જોઇએ. આ સ્થિતિ વિષયમાં એક મોટી વાત તેવા મનુષ્યની સંગત આ એક છે જગતમાં જે મોટા મોટા લોકો થઇ ગયા છે તેને તેવી સંગત ન હોત તો તે કદી થાત નહિ.

હમણાંનુંજ એક ઉદાહરણ લ્યો. ઈંગ્લંડનો હાલનો પ્રસિદ્ધ ગ્રન્થકર્ત્તા જૉન સ્ટુઅર્ટ મિલ્લ જે થોડા વર્ષ ઉપર મરી ગયો છે, તેને જો તેના બાપની સંગત નહિ હોત તો તેની બુદ્ધિ આટલી પરિપક્વ શું થાત? ખચીત થઈ નહિ હોત. તે બુદ્ધિવાન જ હતો તે કોઈ રીતે પ્રસિદ્ધીમાં આવત તેમાં સન્દેહ નથી, પણ હમણાં જે યોગ્યતામાં આવેલો છે તે કદી પણ ચઢત નહિ તેણે પોતાનું ચરિત્ર પ્રસિદ્ધ કર્યું છે તેના ઉપરથી આ લખનારે ગ્રંથ તૈયાર કર્યો છે તેમાં મિલ્લે સ્પષ્ટ કબૂલ કર્યું છે કે "બાપના શિક્ષણથી પચીસ વર્ષની પહેલાં જન્મ લઇને જેટલું જ્ઞાન મને થયું જોઇતું હતું તેટલું મને થયું છે." આવીજ રીતે પ્રાચીન કાળના શિકંદર, હાનિબલ, સિપિઓ ઇત્યાદિ અને હાલમાં આપણા દેશમાં મોટો બાજીરાવ, ટિપૂ સુલતાનનાં ઉદાહરણો આપીશું તેથી સંગતનું ફળ અચિંત્ય છે તેનાં કારણો જોવા જતાં કંઇ ઊંડાં છે એમ નથી. મનુષ્ય જન્મ લઇને જેને જગતના વ્યવહાર થોડા ઘણા જણાવવા લાગ્યા કે તરત તેના હાથથી કંઇ પણ વ્યાપાર જરૂર થવા જોઇએ. તે કદી પણ મૂંગો બેસી રહેશે નહિ. આમ જો છે તો પછી તેને કેવાં આચરણ કરવાં જોઇએ?

એટલે પાસેના ચાર પાંચને જોયા હોય તેજ એ તદન સ્વભાવને અનુસરીને છે તેથી છોકરાંને માબાપના જેટલા ગુણ મળે છે તેમાં માના સર્વ કરતાં ઘધારે માને છે. બીજા કોઈના ગુણ માના જેટલા લાગતા નથી. અનુકરણની તરફ મનુષ્યની પ્રવૃત્તિ જો આટલી સાહજિક તથા બળત્તર છે તો નાનપણથી ઇતિહાસ ચરિત્ર વગેરે વાંચવાનો જો તેને શોખ લાગે તો તેને કેટલો નફો થાય વારૂ? સજ્જન તથા મોટા માણસનો નિરંતર સહવાસ હોવો એ હજારોમાંથી કદાચ એકના ભાગ્યમાં મળી શકે બાકીના મોટા લોકોના વિરુદ્ધના માણસોની સાથે દરરોજ પ્રસંગ પડે છે. તેથી આવા માણસોની સોબતથી જે ગુણ અવશ્ય ફળશે તેથી નાશ પામીને સદાચરણ ઉપર પ્રીતિ તથા ખરેખર મહાનપણું મનમાં ઠસાવવાનું ઉપરના શિવાય બીજાં કિયાં સાધન છે ? બીજું એવું છે કે ઉપરના જેવા મોટા માણસો કોઈ પણ દેશમાં ઈશ્વર કૃપાથી એક વખત ઉત્પન્ન થાય છે અને તેનું વર્ત્તનક્રમ જોઇને બીજા કેટલાંક તેની નકલ કરીને યોગ્યતાને પામે છે. પણ તેટલો કાળ ગયો એટલે પત્યું ! ઇતિહાસ ચરિત્ર વગેરે લખવાનો ચાલ ન હોય તો પચાસ વર્ષમાં

તેની યાદદાસ્ત પણ જતી રહે છે. પછી પછવાડેના લોકોમાં ઉત્સાહ કેવી રીતે ઉત્પન્ન કરવો? અને દેશની પહેલી મોટાઈ તે કેમ રાખવી? ઇતિહાસની ઉપર અવહેલા કરનારાઓ જે કહ્યા છે તેને એટલું પૂછવું કે ઇતિહાસથી બીજો કંઈ પણ ફાયદો ન હોય તો પણ આ એક શું કંઈ નાનોસુનો ફાયદો છે? હોમરકવિએ આલિકિસનો પરાક્રમ વર્ણવ્યો ન હોત તો શિકંદર કેમ થાત? વ્યાસે પાંડવનું ચરિત્ર ગાયું ન હોત તો શિવાજી ઉત્પન્ન થઇને તેણે યવનની આગળથી રાજશ્રી પાછી હરણ કરી હોત કે? શિકંદરનો ઇતિહાસ ન હોત તો સીઝર ક્યાં હોત? સીઝર ન હોત તો નેપાલિયન ક્યાં હોત? શિવાજીની કીર્ત્તિ જો પછવાડે ન રહેત તો તેના પુત્રનો વધ થઇને રાજકુળ તથા રાજધાની શત્રુના કબજામાંથી છોડીને સર્વ શૂન્યાકાર થઈ જતાં પણ મરાઠાએ દિલ્લીના આવરંગજેબને દાણાદાણ કરીને મોટા કષ્ટથી તથા મોટી સરતથી અહમદનગરમાં કેમ નસાડી મૂક્યો હોત? મોટા બાજીરાવના ઘરમાં દાભાડનું બંડ બંધ કરાવીને દિલ્લીના મુગલોની તથા હેદરાબાદના નવાબની કેમ ખોડ ભાગી હોત? ચિમાજી આપ્પાએ ફીરંગીઓને કેમ હરાવ્યા હોત? રાઘો-

આ ભરારી ગિલને અટકની પાર કેમ નસાડી મૂકત? મોટાં માધવરાવ આખા જગતમાં ભારી પડનારા અંગ્રેજોને ભારી થયો તે હેદરને વારંવાર કેવી રીતે હરાવી મૂક્યો? આખરે દેડકો, મૂર્ખ બાયડીના જેવા ધનવાન પેશવાના કુળમાં અક્ષય કલંક લગાડીને નાઠો હોય તો શત્રુ ઉપર એક વખત ચાલી જઇને સમશેર બહાદુર બાપુ ગોખલે અષ્ટમાં કેમ પડત! અનુકરણનું ફળ કંઇક વિલક્ષણ છે! પણ તે પુરુષ થઇ ગયા પછી તેનું સ્મરણ પછી કોઇને થતું નથી. તેથી ઇતિહાસ જોઇએ છીએ કે દેશની સ્થિતિ જો તદન બદલાઈ જાય તો પણ તે વાંચીને પછીથી કોઇને પણ તેનાથી ઉત્સાહ તથા પ્રેરણા પ્રાપ્ત થાય છે. ગ્રીસ, રોમ તથા હાલનું ઇંગ્લંડ, ફ્રાન્સ, વગેરે દેશોનું રાજ્ય આટલા દિવસ સુધી રહેવાનું આ એક કારણ હોવું જોવું જોઇએ તેમાં સન્દેહ નથી. પણ કોઈ કહેશે કે સર્વને લઢવૈયા તથા રાજકારણી પુરુષ થવાને ક્યાં અનુકૂલ હોય છે? હોતું નથી ખરૂં, પણ તેથી શું થયું? ઇતિહાસનો ઉપયોગ શું તેમ ઓછો થયો? પૃથ્વી ઉપર હજારો લાખો માણસો ગુરુના ઉપગ્રહ અને શનીની તરફ દુર્બિનમાંથી વારંવાર વધતા જાય છે, તે છતાં તેને તે ઉપ

થયો!–ત્યારે મોટી બુદ્ધિ હોવા છતાં સદાચરણ પ્રીતિ હોવી એજ વિશેષ હિતકારક છે. મનુષ્યના મનનો આવો ચમત્કાર છે કે "लाभाल्लोभः प्रवर्त्तते" "જેમ જેમ લોભ થતો જાય છે તેમ તેમ લોભ પણ વધે છે?" આમ છે તેથી સન્તોષ માનીને મજુર પણ મોટા બાદશાહના કરતાં સુખી હોવો જોઇએ તેમાં સન્દેહ નથી!–તે પ્રમાણે બુદ્ધિની ઘણીક વાતો જો તેના મનમાં ઠસી જાય તો મોટા અધિકાર મળવાના કરતાં તેને વધારે લાભ થશે નહિ શું? ઇતિહાસથી મનમાં શાન્તિ તથા ઉન્નતત્વ પ્રાપ્ત થાય છે આ એક ઇતિહાસથી મોટા લાભછે.

ઇતિહાસથી ચોથો લાભ મનનું રંજન છે. જૂદા જૂદા દેશમાં બનેલા બનાવનું જ્ઞાન થવાથી તથા તેનું મનન કર્યાથી આગળ લખેલી જિજ્ઞાસા વૃત્તિનું સમાધાન તો થાય છે પણ જો તે ઇતિહાસ તેવી શૈલીથી લખેલો હોય તો તેના વાંચનારને આનંદ થશે. એવા ઇતિહાસ ગ્રન્થ ગ્રીક, લાટિન, ફારશી ભાષામાં છે તેમજ વળી હાલની અંગરેજી ભાષામાં થયલા હ્યુમ, ગિબન, મેકાલેના ગ્રન્થો સર્વત્ર પ્રસિદ્ધ જ છે. એવા ઇતિહાસની ભાષાની શૈલી, યથા-

સ્થિત ગ્રંથરચના કથનાની જોડણી, ગહન વિચાર, જાતજાતની જાણુવા જેવી માહીતી તેમાંના નાખવાની ખુબી, તેથી સર્વ પ્રકારના વાંચનારને તે માન્ય થાય છે. જેને કેવળ ભાષાજ શીખવી હોય છે તેને તેમાંથો અત્યંત રમણીય રૂપ મળે છે, જેને વિષયની આંકણી કેવી કરવી તેનું જ્ઞાન મેળવવાનું હોય તેને તેની તરેહ પકડતાં આવડે છે, કેવળ વાતોથી પોતાના મનને આનંદ આપવાની જેની ઇચ્છા હોય તેને નવલકથાના પ્રમાણે તેમાંથી ચમત્કૃતિનું ભાન કરાવે છે. જે તત્વજિજ્ઞાસુ હોય છે તેને અપૂર્વ વિચાર તથા ઉંડા વિચારો તેમાંથી મળે છે. અને જેને ચમત્કારિક તથા ખુશીની વાતોનો સંગ્રહ કરવાનું મન હોય છે તેને તેમાંથી સહેલાઇથી તે કાઢી શકે છે. આવી રીતે ઇતિહાસ ઘણું કરીને મનોવેધક થાય છે. નવલકથા વાંચવામાં શ્રમ ન પડતાં જેમ ખુશી તથા આનંદ ઉપજે છે તેમજ ઘણું કરીને હાલના કેટલાક ઉત્તમ ઇતિહાસથી થાય છે, અને ખરેખર હાલમાં ઇતિહાસ વાંચવાની પ્રવૃતિ ઉત્પન્ન થઇને તે સર્વને સાધારણ રીતે જેટલી માહીતી મળે છે તેટલી આગળ કદી પણ મળતી નહોતી. આ બે રીતે લાભકાર થાય છે. એક તો ઇતિ-

હાસનું જ્ઞાન સર્વને ઉપયોગી છે, અને બીજું એ છે કે તેનાથી નવલકથા નાટક ઇત્યાદિની તરફ જે લોકોનું આગળ ખેંચાણ હતું તે ઓછું થયું છે. મ-નોરંજ થવાનો બીજો કંઇ પ્રકાર અનુકૂળ ન હો-વાને લીધે પહેલાં લોકોને નવલકથા વાંચવાની તરફ વિશેષ ખેંચાણ હતું અને તેથી મુખ્ય કરીને જુવાન માણસોને તે ઘણું નુકશાનકારક હતું, તે વાંચનારા ઘણું કરીને જુવાન હોવાથી અંતઃકરણવૃત્તિ અસંત સુલભ હોવાથી અદ્ભુત અસંભવી વાતમાં મન ત-લ્લીન થઇને શૃંગાર વીરાદિ રસ જે તેમાં અતિશયોક્તિ થી વર્ણવેલા હોય તેમાં તલ્લીન થઇને મન નિમગ્ન થાય છે. ડોન કિવકસોટ* અથવા રાસેલસમાંના જ્યોતિ-ષની જેવી અવસ્થા થઈ ગઈ છે તેવા પ્રકારની બ-હુધા આ વાંચનારની થવાની સંભવ હતીઃ એટલે વિલક્ષણ કલ્પના તથા ચમત્કારિક તરંગ મનમાં સ-

---

*આ ગ્રન્થ એક સ્પેનિસ દિવાની તુરંગમાં હોવાથી પો-તાની ગમતને માટે લખ્યો હતો. તેના નાયકનું નામ ગ્રન્થમાં રાખ્યું છે. તેણે નાઇટ લોકોની વાતો એટલી બધી વાંચી હતી કે તે તેનાથી ગાંડો થઈ ગયો અને તેવા અ-દ્ભુત પરાક્રમ કરવાની ઘણી ઈચ્છા થઈ તે ગ્રન્થમાં લખ્યું છે તેમાં હાસ્યરસ ઘણો છે.

ર્વદા આવીને લૌકિક વ્યવહારમાં એ માણસ કંઈ પણ કામનો નથી એવું થતું હતું. શિવાય મન ખરાબ થવાનું તથા તેમાં તદ્દન નિઃસત્વ કરી નાખવાનું નવલકથાનું કારણ થતું હતું. મન ખરાબ થવું એ નવલકથા વાંચવાનો અનર્થ છે. બીજો અનર્થ મનનું દુર્બલપણું છે. નવલકથા વાંચવાનો જેને એક વખત શોખ લાગ્યો કે તેને પછી બીજુ કંઈ પણ વાંચવાને સુઝતું નથી. નવલકથા વાંચવામાં તેને કંઈ પણ શ્રમ કરવો પડતો નથી. તેથી વિદ્યા એટલે તે એજ વાંચવાને જણાય છે અને શાસ્ત્રીય ગ્રંથ વાંચવાને તેને કંટાળો લાગે છે. તેમાં શીખનારને પોતાની મતિ સરકાવી પડે છે, કારણ તે કઠણ તથા ગહન વિષય હોય છે, પણ તેનાથી થતુ નથી. એવી એક વખત ટેવ પડી ગયાથી પછી તે કદી પણ કાઢી શકાતી નથી. આવી રીતે વાજબી કરતાં વધારે વાર્ત્તાનો શોક લાગ્યો હોય તો મનની ખરાબી થાય છે. તદ્દન નિઃસત્વ થઈ જઇને કોઇપણ શ્રમનું કામ તેને સારૂં જણાતું નથી.

પણ મનોરંજક ઇતિહાસથી ઉપરના ત્રણ અનર્થને નાશ કરીને વાર્ત્તાથી જે કામ થાય છે તે થાય છે. તેમાં ખરેખરૂં સચજ લખવાનું હોય છે તેથી

ભૂત રાક્ષસના "નાઈટ" લોકોની એવી વિલક્ષણ પ્રકારની અદ્ભુત વાતો આવતી નથી. પણ તેમાં અદ્ભૂત રસ હોતો નથી એમ નથી. નેપોલિયનના જેવા વીરનું, વૉટના જેવી કલ્પના, બેકનના જેવા તત્વજ્ઞના ચરિત્રમાં અદ્ભુત રસનું શું ઓછાપણું છે। પણ આ બેઉ વચ્ચે કેટલો તફાવત છે તે જુઓ। પહેલું વાંચીને જેવા ઘણાકો ભ્રમિષ્ટ થાય છે તેમ બીજાના યોગેથી શું કદી પણ થશે? બીજી વાત મન ખરાબ થાય પણ ઇતિહાસ વાંચવાથી થવાનો તદ્દન સંભવ નથી એ ઉઘાડું જ છે. ત્રીજું મનનું ક્ષીણત્વ, આ ઇતિહાસ વાંચવાથી થવાનો સુદ્દલે સંભવ નથી. એ પણ વળી શું પણ જેમ જેમ ઇતિહાસ વાંચવાનો જેને શોક લાગે છે તેમ તેમ તેનું મન વિશાળ તથા વિચારક્ષમ જ થતું જાય છે. એટલુંજ નહિ પણ તેને આ ટેવ પડે આજ બે મોટાં ચિન્હો છે. આવી રીતે ઇતિહાસ આ બધી રીતે હિતવાળો થઇને વાર્ત્તાના પ્રમાણે તેનાથી કોઈ જાતનો ગેરફાયદો થવાનો સંભવ નથી. તેના શિવાય સર્વમાં મોટી વાત એ છે કે ઇતિહાસ અક્ષરે અક્ષર ખરો હોવાથી તેમાંની વાતો જેવી મન ઉપર પક્કી ઠસે છે તેવી વાર્તાથી ઠસતી નથી.

ઇતિહાસ વાંચવાથી પાંચમો લાભ એ થાય છે કે રાજ્યકારણી પુરુષો એટલે કારભારીવર્ગની ચાતુરી આવે છે. ઇતિહાસનો મુખ્ય ઉપયોગ ખરેખર જોતા આજ હોવાથી ઇતિહાસ કર્ત્તા પૂર્વ વૃત્ત લખી જાય છે, વ્યક્તિભૂત માણસનો જેટલો ચરિત્રનો ઉપયોગ છે તેટલો મુત્સદીના ઇતિહાસનો એટલે પહેલાંની ઠોકર પછી સાવચેત આ પ્રમાણે પહેલા થઈ ગયલા મનુષ્યનો અનુભવ જેમ પછીની પેઢીને ઉપયોગી થાય છે તે પ્રમાણે આ પૃથ્વી ઉપર આજ સુધી જે ઘણાં રાજ્યો થઈ ગયાં છે તેનો અનુભવ હમણાં કામમાં આવે છે. રાજ્યને હિત કરનારી વાતો કેઈ છે, અપાયકારક કિયાં કિયાં છે, તેના ઉપર ખરાબી આવી હોય તો કેઈ યુક્તિ પ્રયુક્તિથી તેને દૂર કરવી, બખેડાઓ શાથી ઉત્પન્ન થાય છે, પ્રજાને સુખી રાખવાનો માર્ગ કિયો છે, કાયદા કાનુન કેવી રીતના હોવા જોઇએ, વગેરે સેંકડો વાતો આગળના ઇતિહાસ ઉપરથી હાલના રાજકારભારીઓને સમજાય છે. એક જૂના વડનું ઝાડ મોટું વિસ્તાર પામીને છેવટે નાની નાની જટા જેમ વધે છે અને આગળ જતાં મૂળના ઝાડની ઠેકાણે થાય છે તે પ્રમાણે રોમનું વિસ્તાર પામેલું રાજ્ય હળવે હળવે હમણાં યુરોપમાંનાં ઘણાં

રાજ્યો ઉત્પન્ન થયાં, ભાષા, રીતરિવાજ વગેરેનું મૂળ જેમ તે રાજ્ય હતું તેવોજ રાજ્યવ્યવસ્થાનો પાયો હાલના રાજ્યમાં ત્યારથી જ છે. આ મજબૂત આધાર ન હોત તો યુરોપની સ્થિતિ આજ કોઈ જાતની થાત તે કહેવું કઠણ પડત ! જુઓ પંદરમી શદીમાં ગ્રીક અને રોમન વિદ્યા પુનરૂજ્જીવન થઇને તેનો પ્રસાર આખા યુરોપમાં થતાં જ એ ખંડમાં બધા રાજ્યને કેટલું જોર આવ્યું ! દરેક વાતમાં ત્યાંના લોકોનાં પગલાં આખી પૃથ્વી ઉપર ત્યારથી બેઠાં છે તેનું મૂખ્ય કારણ જોવા જતાં ઉપર કહેલા પ્રાચીન રાજ્યના ગ્રન્થમાં એકઠાં અમૂલ્ય જ્ઞાનભંડાર એકદમ તેમના હાથમાં જે લાગ્યું તેજ છે. રાજ્યરીતિ, સૈન્યવ્યવસ્થા, કાયદાકાનુન વગેરે સર્વ ઉપલા જૂના લોકમાંજ પૂર્ણ દશામાં આવ્યાથી તે હાલના રાજ્યમાં આવતાંજ ઉપયોગી પડયાં. આથી તેઓને કેટલો લાભ થયો ! આગળ નશિરવાન નામના એક ઇરાનના રાજાએ ખાસ કરીને એક વકીલ હિન્દુસ્તાનમાં મોકલીને આપણા સંસ્કૃત હિતોપદેશનું ફારશી ભાષામાં ભાષાન્તર કરાવ્યું; રોમના સેનેટ સભાએ તેમજ ત્રણ વકીલ અથેન્સ શહેરમાં મોકલીને ત્યાંના સોલનના કાયદાઓ મંગાવ્યા, લૈકર્ગસહી સ્પાર્ટન લોકોની રાજ્ય-

વ્યવસ્થાના નિયમ બાંધી લાવવા એ ઉદ્દેશથી એશિયામૈનર ઇજિપ્ટ આ દૂરદૂરના દેશમાં જઇને હિન્દુસ્તાનમાં પણ આવ્યા હતા એવું કહેવાય છે. આવો દીર્ઘ પ્રયત્ન તે વખતના લોકોમાં રાજ્યનીતિ વિષયનું જ્ઞાન મેળવવાને પડતું હતું. અને તેટલી પણ જ્ઞાનની યોગ્યતા જાણીને લોકો કરતા હતા ! આમછે તો હમણાં હજારો નવા સુલભ માર્ગ થવાથી તેજ અમૂલ્ય જ્ઞાન જે સર્વને સુલભ થયું છે તો તે લાભ શું નાનોસુનો છે ? આગળ ઇતિહાસના જે આક્ષેપક કહ્યા છે તેઓ આટલો પણ વિચાર કરતા નથી કે, મૂળીયાં શિવાય જેમ ઝાડની સ્થિતિ સંભવતી નથી, અથવા પાયા શિવાય જેમ ઘર રહેવું અશક્ય છે, તે પ્રમાણે પ્રાચીન સ્થિતિના શિવાય કોઈપણ રાજ્યની તે તે વખતની નવી સ્થિતિ થાત નહિ. ફક્ત ઉપર ઉપર જોનારની દૃષ્ટિ મૂળ સુધી, પહોંચ્યાથી તેને લાગે છે કે હમણાં જે જોવામાં આવેછે તે સ્વયંભૂજ છે; તેનું આદિકારણ અથવા આધારભૂત એવું કંઇજ નથી. આ અજ્ઞાનપણું મનમાં રાખીને એવું પોતાનું અજ્ઞાનપણું, અરસિકતાની અથવા આળસમાં ઇતિહાસનો તિરસ્કાર કરીને તે છુપાડે છે. ગમે તેમ હો જેને એક રાજ્ય વિષે પૂર્ણ જ્ઞાન મેળવવું હોય

તેમાંથી વિશેષ કરીને દૂરના દેશોનું અથવા કાળનું યથાસ્થિત સમજવાને તથા તેમાં પૂર્ણ પણે મીઠાસ લગાડવાને વાંચનારની કલ્પના જાગૃત રહેવી જોઇએ. એમ થયા શિવાય તે તે ઇતિહાસપાત્રનું તાદૃશ્ય જોઇને તે તે વૃતાન્ત કેવળ પ્રત્યક્ષ મનમાં આવતો નથી. ત્યારે આ શક્તિ ઇતિહાસ વાંચનારમાં મૂળ થીજ હોવી જોઇએ. ઇતિહાસમાં નાના પ્રકારના દેશ, પુરુષ, પ્રસંગનું વર્ણન હોવાથી કલ્પના શક્તિને ખીલવાને જેટલો જોઇએ તેટલો અવકાશ મળે છે, અને તેજ એટલે તેનાથી વધારે વધારે પોષણ થતી જાય છે. એ શિવાય બીજું એ થાય છે કે ઇતિહાસમાંના બનાવો સઘળા અક્ષરશઃ ખરા હોવાથી કારણ જેવા તે હોય છે તેવાજ તે ઇતિહાસ વાર્તામાં અસત્યપણું હોવાથી જે એક રીતે તેના યોગે મનમાં ખેદ થાય છે તે તેના યોગે થતો નથી. જુઓ આ-

---

અથવા વસંત થવો જોઇએ અથવા એક શૃંગારમાં જે સર્વદા રમે છે એવો સાક્ષાત્ મદનજ પ્રજાપતિ થઇને તેને બનાવી જોઈએ! કેમકે સદા સર્વકાળ વેદ ભણી ભણીને જે-ની બુદ્ધિ મોટી થઇ છે અને જેનો વિષય ઉપર પ્રેમ ગ-યો છે, તે જુનો ઋષિ ( બ્રહ્મદેવ ) આવું મનોહરરૂપ નિ-ચાર કરવામાં કેમ સમર્થ થાય ?

રબીનાઇટમાંની સિંદબાદ દરીયાની જૂદી જૂદી સ-ફરો વાંચવામાં આવે તો મનમાં મોટી અજાયબી ઉત્પન્ન થઇને કલ્પનાશક્તિ તેમાં તદ્દન ચકચુર થઈ જાય છે! પણ શું? વાંચવું પૂરૂં થતાંજ મનમાં આવે છે કે, આ સર્વ વાતો મોટી ખુશીની છે ખરી પણ તેનો અન્ત શું—અહિંથી તહિં ખોટુ! પણ તેજ કોલંબસની મુસાફરી વાંચે એથી મનની કેવી સ્થિતિ થાય છે! પહેલી મુસાફરી આજ સુધી લાખો માણસોએ વાંચી હશે, તેમજ બીજી મુસાફરી પણ વાંચવામાં આવી હશે, પણ આરબીનાઇટની દરી-યાઈ મુસાફરી વાંચતાંજ કોઈ માણસ વહાણ તૈયાર કરીને તેના જેવા હીરા આણવા નીકળે એવું ભાસતુ નથી, પણ કોલંબસની મુસાફરીનું પરિણામ શું થયું તે કોઇને વિશેષ કરીને હિંદુઓને તો—કહેવાનું જ નથી! તેના જગાત્ પ્રસિદ્ધ પુસ્તકમાં અલાદિન-ના મહેલનું વર્ણન છે, અને ઇતિહાસમાં તાજમહે-લનું વર્ણન છે પણ એનું વર્ણન વાંચવામાં વાંચના-રના મનમાં કેટલી જૂદી જૂદી વૃત્તિયો ઉત્પન્ન થ-વાની! એવી રીતે યક્ષના, રાક્ષસના કરેલા અદ્દભૂત ફેલ તેમાં નાખેલાં છે; પણ તે વાંચીને મનમાં કેટલી વાર સુધી ખુશી રહે છે એટલુંજ માત્ર છે, અહિં

ન હોવાથી તેમાં પોતાની ઈચ્છા પ્રમાણે વિહાર ક-રવામાં તેને તદ્દન ક્ષીણુ જણાતું નથી. તેમજ ઈ-તિહાસના વિષય ધણાક પ્રત્યક્ષ ઇન્દ્રિય ગોચર હોવા જેવા છે તેથી તેનો કસો જેટલો તરત ઉઠવો જોઇએ તેટલો કલ્પિત કથાના વિષયમાં ઉઠતો નથી; આવી રીતે કલ્પનાશક્તિ રીજવવાના સંબંધમાં વારતા તથા ઇતિહાસમાં આટલો તફાવત છે. ત્રીજું વિચા-રશક્તિ આ ઇતિહાસના જ્ઞાનથી વધે છે એ તદ્દન ઉઘાડું છે,—એટલુંજ નહિ પણ ફકત લખેલું "સૂર્ય તેજસ્વિ છે" "પાણીનો પ્રવાહિત્વધર્મ છે" ઇત્યાદિ વાક્યની પેઠે અત્યંત પ્રસિદ્ધ અર્થનું ભાષાન્તર કરવાની પેઠે અસમજસ જણાય છે તથાપિ તે કેમ વધે છે અને કેવી રીતે વધે છે એના ઉપર જરા વિસ્તાર કરવો જરૂરનો જણાય છે. એક તો ઇતિહાસમાં ત-રેહ તરેહની માહિતી હોવાથી મનરૂપી ભંડાર ઘ-ણીજ નવી વાતોથી ભરાય છે. તે તર્ક ચલાવવામાં અથવા હાથમાં લીધેલા કાર્યનું વૈચિતપણું અથવા વિશદત્વ આપવા માટે ઉપયોગી પડે છે. બીજું ઇ-તિહાસ જૂદા જૂદા પાત્રના ભિન્ન ભિન્ન ગુણદોષ, જૂદા જૂદા સ્વભાવ, ભિન્ન ભિન્ન કૃતિ સ્પષ્ટ દેખા-ડેલી હોય છે. તેથી માનવી સ્વભાવના અનેક પ્રકૃ-

રના ચિત્ર વિચિત્રરૂપે વાંચકની નજર આગળ પડીને તેના વ્યવહારમાં અત્યંત ઉપયોગી એવું માર્મિક તથા પૂર્ણ જ્ઞાન તેને થાય છે. જૂદા જૂદા દેશની લોકસ્થિતિ, રાજ્ય વ્યવસ્થા, રીતભાત ધર્માદિ વિષય ઉપર વિચાર વગેરે જણાયાથી મનુષ્યની નજર દૂર સુધી જાય છે. તેથી બુદ્ધિની પોંચ વધીને એકંદર વસ્તુમાત્રના વિષય તેને પહેલેથી વિશેષ યથાર્થ જ્ઞાન મળે છે. એકજ સ્થિતિ વિષય દરરોજ આંખની સામે હોવાથી બુદ્ધિ ઉપર જે સંકુચિતત્વનો ખરાબ સંસ્કાર પડેલો હોય છે તે દૂર કરવાના એજ માર્ગ છે; એક દેશોદેશમાં ફરીને પરરાષ્ટ્રના વિષય પ્રત્યક્ષ માહિતી કરી લેવી, અને તેનાથી નીચેનો બીજો માર્ગ એછે કે જેને તેમ કર્યું છે, તેના યોગ્ય ભાષણથી અથવા કલમથી તે જ્ઞાન મેળવવું. હવે પહેલો માર્ગ ઘણાઓને સુગમ હોતો નથી, તેથી લોકોના ઉપયોગનો માર્ગ ઇતિહાસજ છે; દેશાન્તરના વર્ણનો, પ્રવાસની હકીકત વગેરેનો છે. તેનો યથાસ્થિત અભ્યાસ કરવામાં આવે તો કુવાનો દેડકો અથવા કીડાના જેવી સર્વથી અવસ્થા હોવાને લીધે જે મૂર્ખાઈ ભરેલા વિચારો તથા જે દુરાગ્રહ મનમાં કુદરતી રીતે ઘર કરીને તેને તદન

કાયમ થઈ જાય છે તે દૂર થાય છે. બુદ્ધિમાન અમે છીએ, રીતભાત તે અમારીજ, સર્વ સુધારાની ખાણ તે આપણો દેશ, ખરો તથા સદાચરણ પ્રવર્તક એવો આપણોજ ધર્મ—બાકીના એ બધા મૂર્ખ અને ધર્મભ્રષ્ટ—પણ ઇતિહાસ વાંચનારાને તેમ જણાતો નથી. મનુષ્ય સ્વભાવનો નિત્ય તથા શાશ્વત સ્વરૂપ-થી તેનો આંગતુક દેશકાળ વિશેષ જન્ય સ્વરૂપ વીણાઇ શકાય છે એટલે એવીજ રીતે એકંદર સર્વ રાષ્ટ્રના મનનું આકલન થવું જોઇએ; આથી મનનો દૃશ્ય દેશ વધીને ખોટા વિચારો તથા ભ્રમથી ઇતિહાસ તેને મુક્ત કરે છે, તથા પોતા વિષય તથા બીજાના વિષય યથાર્થ બુદ્ધિ મનમાં આણીને બીજાની જોડે સલુકાઇથી ચાલે છે. ઇતિહાસના યોગેથી રાજપ્ર-કરણ સંબંધી વિચારશક્તિ વધે છે એ આગળ જણાવી ગયા છીએ. પણ ખસુસ કરીને રાજ્યકર્તા-ને લાગુ પડેલું છે. આ ઠેકાણે એ પણ દેખાડવાનું છે કે જેના હાથમાં રાજ્યાધિકાર નાનો કે મોટો પણ નથો એવો ઘરમાં રહેનારી સુખી વસ્તુ મનુષ્યને પણ તેવી જાતનું માર્મિક જ્ઞાન ઇતિહાસથી થનારા ગ્રન્થો લખનારા માણસો સઘળા મુત્સદીજ હોય કે એમ નથી, તો ઉપર કહેલી તેવી સુખ વસ્તુ થનારા

માણસો એવા વિચારમાં મગ્ન હોય છે. ત્યારે આ વિષય રાજ્યકારણી પુરુષનું કેવળ છે એમ નથી; તદન સામાન્ય મનુષ્યને પણ વિચાર કરવાથી હિતકર થાય છે; પ્રજાને રાજાએ તદન પરતંત્ર રાખવી કે સ્વતંત્રતા આપવી, સ્વતંત્રતા આપવી તે ક્યાં સુધી, રાજ્યનું હિત થતું હોય તો અનીતિ આચરવી કે નહિ આચરવામાં આવે તો તેનું પરિણામ શું થશે, દેશની સ્થિતિ વિષયનું પરિણામ એકંદર લોકોના મન ઉપર તથા સ્થિતિ ઉપર શું થાય છે; રાજાનો અને ધર્મ ખાતાનો કેટલો સંબંધ થવો જોઇએ; રાજાએ પ્રજા ઉપર ધર્મની બાબતમાં શક્તિ વાપરવી કે નહિ, એવી રીતના સેંકડો વિષય એકંદર સર્વ લોકોના સંબંધના છે. તેથી તેના ઉપર ઇંગ્લંડ વગેરે દેશમાં જે ચાલ છે ગઈ શદીની આખેરીએ ફ્રાન્સ દેશમાં જે મોટી ધામધૂમ થઈ છે. તે વખતનું આખું યુરોપ અને અમેરિકા ખળભળી રહ્યું હતું; અને બધાને મુખે લોકસત્તાક સંસ્થાન સારૂં કે એકરાજક સારૂં આ વાદ ચાલ્યો. તે પ્રસંગે તે મોટા વિષય ઉપર સેકડો ગ્રન્થો થયા, પણ તે હવે સર્વ તે વંચાતાં નથી પણ વિખ્યાત વક્તબર્કનો ગ્રન્થ ફ્રાન્સની રાજ્યક્રાન્તીપર વિચાર એટલોજ માત્ર

હજી સર્વત્ર પ્રસિદ્ધ છે આ ગ્રન્થ ઉપર તે મોટા તત્વજ્ઞની વિશાળ બુદ્ધિ સ્પષ્ટ જણાય છે. એ ગ્રન્થના વિષય બીજી વિશેષ કરીને કહેવા જેવી વાત એ છે કે તેમાં જે કે રાત્રીક વાતો વિષય પાછલા ઇતિહાસના અનુભવથી તે ગ્રન્થકારે ભવિષ્ય કહ્યું હતુ તે પછી બરાબર મળ્યું છે. ઉપરની મહાન્ વાત ઇતિહાસ ઉપરથી ઇતિહાસના અભ્યાસીઓના ધ્યાનમાં આવશે; અને સર્વને તથા વિશેષ કરીને રાજ્યકર્તાના ઉપયોગી ઇતિહાસનું જ્ઞાન કેટલું જાણવા જેવું છે એ પણ તેના ઉપરથી જણાશે. કેટલાકો તો આના ઉપરથી એવું પણ કહે છે કે કેટલેક કાળે ઇતિહાસનો પહેલાનો અનુભવ ઉપરથી પછી અમુક અમુક દેશની કેવી સ્થિતિ થશે એ વિષય ભવિષ્ય કહેવાની શક્તિ પણ ધરાવશે. ગમે તેમ હો, આના શિવાય એક જાતની વિચારશક્તિ વધે છે, તે એ છે કે સઘળી દુનિયાનો ઇતિહાસ પહેલેથી આજ સુધી સર્વ એકદમ મનમાં આણ્યાથી જગદીશનું વૈભવ તેમાં જણાયછે. અતિ પ્રાચીન રાજ્યની મૂળની સ્થિતિ કેવી હતી અને તે પછીથી ધીરે ધીરે કાળે કરીને કેવી રીતે ફરતી ફરી અને એમ થતાં થતાં હાલના કાળની દુનિયા કેવી સ્થિતિમાં આવી પહોંચી છે, તેનો જે

યથાસ્થિત વિચાર કરશે તેને જગતનું ચક્ર-ઉન્નતિ તરફ છે એવું જણાયા શિવાય રહેનારૂં નથી. આના ઉપરથી જંગલી માણસોએ રોમનની બાદશાહીની ધૂળધાણી કરી નાખી, ખ્રિસ્તની જન્મભૂમિ માટે કરોડો યુરોપિયન મરી ગયા અને પછી આખરે તેઓને મુસલ્લમાનોએ પાછા હરાવ્યા, ફ્રાન્સમાં બળવો થઇને તેની અને તેની જોડે આખા યુરોપખંડની નુકશાની થઈ, વગેરે વાત સકૃદ્દર્શની વિરૂદ્ધશા જણાય છે; પણ તેનું અનર્થનું પછી પરિણામ કેવું થયું તેનો જે થોડો વિચાર કરશે તેને સમજાશે કે તે અનર્થ કેવળ તાત્કાલિક હોઇને તેનાથી જગતનું ચિરકાળ કલ્યાણ થયું છે. હાલમાં જે પૃથ્વી ઉપર સુધરેલા દેશની સ્થિતિ છે તેમાં તથા ચારસો પાંચસો વર્ષ પહેલાં જે હતી તેમાં જમીન આસ્માનનો ફરક પડયો છે, એવું કહેવામાં આવે તો તે ખોટું કહેવાશે નહિ. હમણા સામાન્ય માણસને એવાં સેંકડો સુખો મળ્યાં છે કે તે વખતે બાદશાહને પણ અનુકૂળ નહોતાં. હમણા નાનાં છોકરાંને એવી કેટલીક વાતોની માહિતી છે કે તે તે વખતના મોટા મોટા પંડિતોને તેમજ તત્વજ્ઞાનોના સ્વપનામાં પણ કદી આવી ન હશે. પ્રાચીનકાળમાં પક્ષવાયુવાળા

શરીરના પ્રમાણે જગતની અવસ્થા હતી, એટલે એક ભાગનું સુખ દુઃખ જ્ઞાન બીજાને પહોંચવાનો બિલકુલ માર્ગ નહોતો. તેથી આસપાસના દેશો પણ એક બીજાથી ઉદાસીન હતા. ગ્રીક લોકો અને પારસીઓની જોડે ઘણી વખત મોટું યુદ્ધ થયું હતું, પણ એક બાજુએ રોમન અને બીજી બાજુએ હિન્દુ વગેરે શાન્ત હતા. તેમજ બીજા પક્ષમાં હાનિબલે રોમનું રાજ્ય હલાવી નાખ્યું, અથવા અહિ બૌદ્ધધર્મી લોકોને બ્રાહ્મણોએ ટીબેટમાં, લંકામાં, ચિનમાં કાઢ્યા, પણ ગ્રીક લોકો પોતાની જગાએ સ્વસ્થ રહ્યા. પણ હમણા કેવો ચમત્કાર થયો છે તે જુઓ! અમેરિકાના લોકો લઢે છે—એક થાય છે; અને તેના સંબંધમાં પાતાલવાસી જે મુંબાઈના શેઠસાવકારો તે લઢવાના યોગેથી એકદમ કોટયાધીશ થાય છે, અને લઢાઈ એકાએક બંધ પડતાંજ ઘરેઘર છાણના દીવા સળગે છે? તેમજ હાલમાં ચીન જાપાન વચ્ચે લઢાઈ થાય છે. તેથી મુંબાઈના વેપારી વર્ગને નુકશાન છે—સારાંશ, તારાયંત્રનો તાર જેમ હમણા પૃથ્વીનો એક છેડો હલાવ્યાથી બીજા ભાગમાં અનુભવમાં આવે છે; અથવા ઉપરનું સાદૃશ અહિં લેવામાં આવે તો નિરોગી મનુષ્યના શરીરના

કોઈ પણ ભાગમાં થયલું જ્ઞાન જેમ તત્ક્ષણ સાર્વત્રિક થાય છે ગમે તેમ હો, આ સર્વ પ્રકાર જ્યારે લક્ષમાં આવે છે અને એકદમ જગતનો ક્રમ દહાડે દહાડે અજ્ઞાન તથા સુખી થવાનો છે એવું આના ઉપરથી સમજાય છે, તે વેળાએ ધર્મશીલ પુરુષને મોટી આશા ઉત્પન્ન થઇને તેની પરમેશ્વરના ઉપર ભક્તિ દૃઢ થાય છે.

ઇતિહાસશાસ્ત્ર જ આપણને શીખવે છે કે નોશીરવાનું નામ અદલ ઇનસાફને લીધે જ જીવતું એટલે કાયમ રહી ગયું છે. ઇતિહાસશાસ્ત્ર જ આપણને શીખવે છે કે રામચંદ્રનું નામ ન્યાયને લીધેજ કાયમ રહી ગયું છે.

સારી સ્ત્રીઓથી ભર્ત્તાનાં માન તથા સુખમાં વધારો થાય છે એ પણ ઇતિહાસશાસ્ત્ર શીખવે છે.

ઇતિહાસશાસ્ત્ર જ વળી આપણને શીખવે છે કે એક પ્રજાએ બીજી પ્રજાની મદદ માગવામાં ઘણી સાવચેતી રાખવી જોઇએ. કારણ કે જે દેશનો બચાવ કરવા માટે જેમની મદદ માંગવામાં આવે છે તેઓ કેટલીક વેળાએ તે દેશના ધણી થઈ બેસેછે.

ઓકટેવિયસ, સીઝર મિડિયાનો હાકમ આર્બેસીસ આદિ ઉદાહરણો આપણી આગળ ખડા થઇને

ઇતિહાસશાસ્ત્ર આપણને શીખવે છે કે માણસ તકનું પ્રાણી છે અને તક ખોયાથી એટલે અણઘટીત ઢીલ કરવાથી ખરાબી થાય છે.

ઇતિહાસશાસ્ત્ર જ કુદરતી સ્થળ તથા રચનાથી અને હવા પાણી, જમીન તથા ખોરાકના ચોકસ ગુણોથી પ્રજાપર થતી જૂદી જૂદી અસરો થાય છે તે હિન્દુસ્તાન, ઇંગ્લંડ, ગ્રીસ વગેરે દેશનાં દૃષ્ટાન્તથી આપણને શીખવે છે.

જે દેશમાં એક ચોકસ હેતુથી તથા એક ચોકસ ગુણના માણસોથી જે થાય છે તે બીજે ઠેકાણે તેથી ઉલટા ખવાસના અને કેવળ જૂદાજ હેતુ ધરાવનારાઓથી બને છે તે ઇતિહાસશાસ્ત્ર આપણને શીખવે છે.

ઇતિહાસરૂપી ચરિત્રો વાંચીસમજ્યાથી બહુ પ્રકારના લાભ થાય છે. પ્રથમ તો તે વાંચતાં જ વાંચનારને પોતાની વિદ્યા, બુદ્ધિ, શક્તિ, સ્થિતિ આદિનું બધતા ઓછાપણાનો વિચાર ઉત્પન્ન થાય છે. વાંચનારમાં કિયા કિયા સદ્ગુણો તથા દુર્ગુણો છે તે પોતાની મેળે તે વખતે જોઇ શકે છે. ચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ આરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિની કાન્તિમાં ખાંપણ જુએ છે ત્યારે તે ખાં-

મણને કાઢી નાખવાને અને કાન્તિમાં વધારો કરવા માટે પ્રયત્ન કરે છે તેમ ચરિત્રરૂપી આરસાથી પોતાના અંગમાં સ્વભાવમાં વળગેલાં ભૂષણ દૂષણ–ગુણ દોષ–તેના જોવામાં આવે છે, ત્યારે તે દૂષણનો ક્ષય કરવાને અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને જાગ્રત થાય છે વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી હાર ખાય છે તે કામ ચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટણ કરો, સ્વદેશ હિતેચ્છુ થાઓ, પ્રેમ શૌર્ય દાખવો–એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારાએ કરવાથી જેવી અને જેટલી અસર થાય છે તેના કરતાં એવા ગુણોથી અંકિત થઇ પ્રખ્યાતિમાં આવેલા મહાજનોનાં ચરિત્રો વાંચી સમજવાથી અધિક અસર થાય છે–વાંચનારના સ્મરણ સ્થાનમાં આબાદ ઉંડી છાપ પડે છે. અને પછી તે તેને અનુસરીને ઉત્તેજિત થઇને બહાર પડે છે. મનુષ્યો ભિન્ન ભિન્ન સ્વભાવ વૃત્તિનાં હોય છે. તેથી તેનાં કર્મો ચમત્કારી હોય છે. અને તેથી તેમનાં ચરિત્રો પણ તેવાંજ વિચિત્ર હોય છે; તે વાંચી સમજવાથી અનેક સદ્‌ગુણનું શિક્ષણ અને નાનાવિધ રસાનંદ પ્રાપ્ત થાય છે.

કોલંબસ, ડિમસ્થિનીસ, ડિસરાયલી આદિ મહા-

જનોના દાખલા આપણી આગળ ખડા થઈ ઇતિહાસ શાસ્ત્ર આપણને જે ધડો આપે છે તે એ છે કે ચોકસ કામ પાછળ ખંત રાખ્યાથી છેવટે જય મળે છે. પહેલાં બે મહાજનોની વાત ઘણાના જાણવામાં છે માટે અહિં ફક્ત ડિસટાયલીની ટૂંકી નોંધ લેવામાં આવે છે. ભણતરના સાહિત્યમાં પ્રથમ તેની નિષ્ફળતા થઇ હતી. પારલામેન્ટમાં દાખલ થવામાં પહેલાં તે નિષ્ફળ થયો હતો આપણી મહારાણીની પહેલી પારલામેન્ટમાં દાખલ થયા પછી જ્યારે તે પોતાનું પહેલું ભાષણ તા. ૭ મી ડીસેમ્બર ૧૮૩૭ ને દિવસે કરવા ઉઠયો ત્યારે તેની ભારે ઠેકડી તથા હાંસી થઇ હતી ત્યારે તેણે પાંચ મીનીટ માંગી લીધી હતી. તે હાંસી જરાવાર બંધ થઈ અને પછી પાછું ચાલું થઈ. આખરે તેણે કહ્યું કે "ત્યારે શા માટે (તમે) હસો છો. માત્ર એક રાત તો મને આ માન ભોગવવા દો. જે આવકાર મને તમારા તરફથી મળ્યો છે તેથી હું જરા પણ અચંબો પામતો નથી. કેટલી વેળાએ મેં ઘણી વસ્તુનો આરંભ કર્યો છે અને છેવટ ઘણી વેળાએ હું ફતેહ પામ્યો છું. હું હમણા બેશી જઇશ. પણ એવો પણ કાળ આવશે કે ત્યારે ધ્યાન દઇ તમે મારૂં કહેલું સાંભળશો" છેવટે શું એવો બનાવ નહિ બન્યો ?

જમશેદ, આઝાઝલ વગેરેનાં દૃષ્ટાન્તો રજુ કરી ગર્વ નહિ કરવો, ડિમોસ્થિનીસ, લિયોનીડાસ, વિલિયમવાલેસ, પેરિક્લીસ આદિ મહાજનોના દાખલા આપણી આગળ ધરી સ્વદેશ હિત; મિસ ફ્લારન્સ, નાઈટીંગેલ, હાવર્ડ, જાન ડંકન, એલીઝાબેથ ફ્રાઇ વગેરેનાં જીવનચરિત્રથી પરદુઃખભંજન કરવાનો સદ્‌ગુણ, હરિશ્ચન્દ્રના દૃષ્ટાન્તથી સત્યતા, ગુજરાતના પાદશાહ અહમદશાહની બેગમના દાખલાથી વચન પ્રમાણે ચાલવાનો સદ્‌ગુણ, તારામતિ, દમયંતી, સીતા, લેડી નીથીલડેલ, કાઉન્ટેસ ઓફ સેલીસબરી ઈત્યાદિનાં દૃષ્ટાન્તથી પતિવ્રતપણું; કેન્યુટ રાજાના ઉદાહરણથી ખુશામતને ધિક્કારવાનું સબતગીન વગેરેની દયા, ડ્યુકઆરવાલિંગ્ટન ઇત્યાદિના દાખલાથી નિમકહલાલી, મહમદ ગીઝનવી તથા આલફ્રેડ ધી ગ્રેટના દાખલાથી વાંક હોય તો ઠપકો સાંખી જવાનું તથા સારી શીખામણ માનવાનું, બોનાપાર્ટ, તથા રાજા બાઇદાસ ઇત્યાદિના ઉદાહરણથી ઘણો લોભ એ પાપનું મૂળ છે; શિવાજી, પ્રતાપસિંહ, તથા લેડી સેલ વગેરેના દૃષ્ટાન્તથી સહનશક્તિ, જાન હમ્પડનના દાખલાથી ખરા માટે બાથ ભીડવાનું, શિવાજીના જ દાખલાથી પારકની સ્ત્રીઓને પોતાની બાબ્હેન ગણવાનું; પેરિ-

ક્લીસ અને આલસિ બાયડીસ વચ્ચે મુકાયલો કરી પ્રથમ દેશનું પછી પોતાનું ભલું, એ કાનુનથી મળતી ફતેહ; મીરાબાઇ કરમેતી ઇત્યાદિના ઉદાહરણથી ધર્મને માટે સર્વ ત્યાગી જવું, બુદ્ધ ભર્તૃહરિ વગેરેના દૃષ્ટાન્તથી દાન શીલતા અને ભગવત ભક્તિ; એ વગેરે ઇતિહાસશાસ્ત્ર બીજા ઘણા ઉપયોગી ધડા તથા સદ્ગુણો શીખવે છે.

ક્રેનમરનો દાખલો આપણી આગળ ધરી ઇતિહાસશાસ્ત્ર એવો ધડો આપે છે કે જેઓ સ્વાર્થને ખાતર ખરાબ નિષ્ટાથી વારંવાર પોતાના વિચારો તથા વર્તણુક બદલે છે તેઓ છેવટે ખરાબ હાલતે પહોંચે છે. વળી જુલમગાર રાજાઓના આખરે કેવા બુરા હાલ થાય છે તે પણ ઇતિહાસજ આપણને શીખવે છે. વુલસીના જીવનચરિત્રપરથી માણસની ચઢતી પડતીનો કેવો ખ્યાલ આપણને આવેછે અને મરણ પહેલાં કોઈ માણસ સુખી નહિ કહેવાય એ સોલનના શબ્દોમાં સમાયલો ઉમદા ભેદ ઇતિહાસ શાસ્ત્ર કેવી રીતે ખોલે છે તેથીજ ઇતિહાસશાસ્ત્ર મનને શાન્ત અને ઉન્નતિમાં લઈ જાય છે. ઇતિહાસથી એ એક મોટો લાભ છે.

---

# પ્રકરણ ૨ જું.

## ઈતિહાસનું સ્વરૂપ.

સઘળાં માણસને આલિંગન કરીને એક અદ્વિતીય મતિ રહેલી છે. જનમંડળે મેળવેલું જ્ઞાન આ મતિ સમુદ્રની જૂદી જૂદી તરફ જવાના નાના પ્રવાહ માત્ર છે, તેના મેળાપથી તેને મોટો કરે છે. જે એક વાર આ વિવેકાધિકારમાં પ્રવેશ કરી શકે છે, તે તરત બધા રાજ્યતંત્રના સર્વથી મોટા રહેવાસી તરીકે પસંદ અને આક્ષિપિત થાય છે. તે વેળાએ પ્લેટોનો વિચાર તેને પોતાનો તરીકે સમજે છે; ઋષિયોની અનુભૂતિ પોતાનો અનુભવ તરીકે જણાણાય છે, અને કોઇ વેળાએ કોઇ વિપન્ન માણસના જ્ઞાનને તાબે થયાં હતાં, તે પણ તેને સારી પેઠે સમજાય છે. જે આ વિશ્વની મતિના ગોચરની તરફ વળ્યો છે, તે સંભૂત તથા સંભાવ્ય વિષયોનો એક માત્ર યંત્ર સ્વરૂપ પણ થયો છે; કેમકે આ મતિજ આખી જગતનો અદ્વિતીય ચલાવનાર અને અતિ અપ્રતિહત પ્રભાવ છે.

આ વિપુલ મતિની ક્રિયા તથા કામનાં વર્ણનને લોકો ઇતિહાસ કહે છે. આ સૃષ્ટિનો રાત્રદિવસનો

વિચાર કરીને એની પ્રતિભાની વ્યાખ્યાન થાય છે. મનુષ્ય જાતિનો ઇતિહાસ અથથી તે ઇતિ સુધી દેખાડવા શિવાય બીજા કોઈ પણ ઉપાયથી તેનું ચરિત્ર વર્ણનીય થતું નથી. કારણ, અવિચલિત ભાવથી અને અવિરામ યત્નથી માણસની પ્રવૃતિ, ઉત્પત્તિના આરંભથીજ પોતાના વિચાર, જુસ્સા તથા બીજી વૃત્તિમાર્ગને અનુરૂપ વિષયમાં જોડવામાં પ્રબુદ્ધ તથા દેહ કરવામાંજ લાગેલો છે. વળી વિચારનો વિષય પહેલોજ થાય છે; ઇતિહાસ લખેલાના સર્વ પ્રસંગો છે, કારણ સર્વદા એકજ સરખો મનુષ્યના હૃદયના સ્વભાવમાં રહેલો છે. કેવળ તે વેળાની અવસ્થાના સહયોગથી તેનું કંઈ ને કંઈ પ્રબળ થઇ પડે છે; અને સ્વાભાવિક શાસનથી તે કારણોમાંના એક એક વખતે ખીલે છે તથા પ્રાધાન્ય મેળવે છે આવી રીતે મનુષ્યનું મન વિષયોના સુવિશાળ વિશ્વકોષ સ્વરૂપ તરીકે દીઠામાં આવે છે. જેમ એક નાના સરખા બીજની અન્દર મોટું જંગલ સમાયલું હોય છે; તેમ પ્રાચીન માણસોના હૃદયમાં મિસર, ગ્રીસ, રોમ, બ્રિટન અને અમેરિકા વગેરે મોટા મોટા રાજ્યોના નાના અંકુરો પણ રહેલા હતા. યુગ યુગાન્તરમાં ઉત્પન્ન થયલા નાના પ્રકારના હુ-

મલાઓ, રાજ્ય સામાન્ય, સાધારણ અથવા પ્રાકૃત તત્વ વગેરે મોટા મોટા બનાવો ખરી રીતે જોતાં અસંખ્ય જનપ્રવાહના પછી બહુધા માનવ પ્રકૃતિનું સ્વયં પ્રયોગ અથવા ક્રિયા ફળના શિવાય બીજું કંઈજ નથી.

આ વિશાળ માનવબુદ્ધિએજ ઇતિહાસ લખ્યા છે અને તેના યોગેજ તેનું ઉત્તમ પ્રકારે અધ્યયન થવાની સંભાવના છે. પોતાના શિવાય બીજો કોણ તેના પોતાના ગૂઢ પ્રશ્નને ખરેખર રીતે પ્રકટ કરે? જો કે ઇતિહાસના સઘળા બનાવો માણસના જીવનમાંથી નીકળ્યા છે તોપણ માણસનેજ પોતાના બહારના અને અંદરના અભિજ્ઞાતથી તેનું યથામર્મ સમજવું પડે છે. કાલસ્રોતના યુગયુગાન્તરની જોડે માનવ જીવનના દરેક પળે જે પાસેનો સંબંધ છે તેમાં વળી શું સન્દેહ છે? જ્યારે આ ખેંચાયલો શ્વાસનો પ્રવાહ, પ્રકૃતિના અનન્ત વાયુ ભંડારમાંથી લેવામાં આવે છે; જ્યારે આ પુસ્તક ઉપર પડતા કિરણો, કરોડો ગાઉપરના કોઈ નક્ષત્ર મંડળમાંથી આવે છે; જ્યારે મારા શરીરમાં યથા યોગ્ય રીતે ગોઠવેલા શરીરનાં અંગો કેન્દ્રાપસારિણી તથા કેન્દ્રાભિકર્ષિણી વગેરે નાના પ્રકારની કુદરતી શક્તિ

પૂર્ણ જગાએ છે; ત્યારે મનુષ્યના નાનાં નાનાં જીવન પળ પળ અતીત યુગાવળિના સંપૂર્ણ રીતે સંબંધી રાખે છે, અને તેના ઉત્પન્ન કરેલા બનાવોથી યુગ-ક્રિયા પણ મનુષ્યને નિરંતર જણાય એવી છે. માણસ વિશેષની વિશ્વક્રિયા મતિની બીજી રીતે શરીરનો આવિર્ભાવ માત્ર છે; તેથી એના બધા ગુણો તેમાં છે. પોતાના જીવનના પ્રત્યેક બનાવો, માનવ મંડળીની ક્રિયા સંગ્રહનેજ પ્રકટ કરે છે; અને પોતાને વિપત્તિમાં પડવાથી, સમાજ તથા રાષ્ટ્રનું વિપ્લવજ જોવામાં આવે છે. આજ સુધી જેટલા જાતના વિપ્લવે જનમંડળમાં ગડબડ મચાવી મૂકી છે, તે સર્વદા કોઇ એક માણસની છુપા વિચારનું પરિણામ છે; અને જેમ જેમ તે બીજાના વિચારમાં પેઠું તેમ તેમ તેની જોડે જણાય એવો ફેરફાર થવાનો આરંભ થયો. કરવાની ઇચ્છાજ એક વેળાએ મનુષ્યના મનનો છુપો અભિલાષ હતો; અને તેમ છુપી મતલબ જ્યારે પાછી ઉત્પન્ન થશે, ત્યારે તે વખતના ઇચ્છેલા વિષયો પૂર્ણ કરવામાં જરા પણ વિલંબ રહેશે નહિ. આ વર્ણલા સુગમ તથા દેખાય એવા કામ થવામાં અદૃશ્ય વિચારના જેવું થવું જોઇએ. જો ગ્રીક અથવા રોમન, પાદરી અથવા રાજા, ધા

નક અથવા ચાતક, ઇત્યાદિનાં ચરિત્ર યથાર્થ અધ્યયન કરવામાં આવે, તો તેઓ પોતપોતાના અભિન્નતારૂપ ગૂઢ ભંડારમાં રાખેલા ખરેખર ભાવરસમાંજ તેઓની બરાબર પ્રતિકૃતિ અંકિત તથા કાયમ કરી લેવી જોઇએ, નહિ તો વાંચ્યા છતાં પણ તેનો બરાબર ભાવ ગ્રહણ કરાઇ શકાશે નહિ. આસ્ટ્રુબાલ અથવા સિઝર—વોર્જિયરના જીવનમાં બનેલા બનાવ જેમ મનુષ્ય મનની અસીમ શક્તિ તથા દુર્ગુણની ઓળખાણ આપે છે, તેમ તમારા પોતાના નાના જીવનના બનાવો પણ તેના જેવા છે. દરેક નવો ધારો અથવા રાજનૈતિક ચર્ચામાં તમારા મનના ભાવ જણાશે. દરેક બનાવની સામે ખડા થઇને કહો કે "હમણાં આ રોકેલી મારી મોહિની પ્રકૃતિ સમાચ્છાદિત છે!" આવી રીતે વિષયોની ચર્ચા કર્યાથી પોતપોતાની ધણીજ પાસે આવીને જે વિચાર હોય અથવા ભ્રાન્તિ ઉપજે છે તે પણ દૂર થઇ જાય છે. આપણે તે વેળાએ પોતપોતાના કામને છાયામાં જોઇએ છીએ; અને રાશિ ચક્રગત થયાથી મેષ, વૃષ વગેરે ઇતર પ્રાણિવાચક શબ્દનું જરાપણું તથા ખરાબપણું જેવું મનમાં લય પામે છે, તેમ સોલોમન, આલાસ્રેવાટડિસ ક્રાંટિલિન વગેરે આગળનાં

માણસોનાં ચરિત્રના સંસર્ગથી પોતે કરેલા અપરાધ-ના ઉપર વિચાર કર્યાથી મનની ઉગ્રતા નાશ પામીને ઉત્કટ અધિકાર બુદ્ધિનોજ સમાગમ થાય છે.

અતિ તીક્ષ્ણ પ્રકૃતિથીજ માણસ તથા વસ્તુ વિ-શેષની મર્યાદા અને ઉપયોગિતા ઉત્પન્ન કરે છે. મ-નુષ્ય સ્વભાવ આ પ્રકૃતિમાં સમાયેલો છે તેથી જ આટલો દુરૂહ તથા અનુલ્લંઘનીય થાય છે; અને માણસ પણ આવા નાના પ્રકારના નિયમને તાબે અને સજાને પાત્ર થાય છે. એનાથી જ જીવન નિ યામકના બધાં શાસન વિધિની ઉત્પત્તિ છે; અને એમાં તેઓનું મૂળ કારણ સમાયલું છે. સર્વ પદાર્થજ આ નીકળી શકાય એવા અદ્વિતીય ચૈતન્યનો હુકમ, ક્રમ જાદા યથાશક્તિ પ્રસ્ફુટ તથા પ્રકટ કરે છે. સા-માન્ય ધનસંપત્તિ પણ એ ચૈતન્યના સત્તાને તાબે છે; તેના ખોળામાં સુમહાન્ આધ્યાત્મિક વિષયો સદા રક્ષા પામે છે, આ વાસ્તે આપણે ધન સંપત્તિની રક્ષા માટે કુદરતી આટલો બળ વિક્રમ પ્રકાશ ક-રીએ છીએ, આટલી વ્યવસ્થા સ્થાપીએ છીએ, અને આવી ઘણી જાતનાં કામો તથા સલાહની યોજના કરીએ છીએ. આ ખીલેલો પ્રબોધજ મનુષ્ય જીવનનો એક માત્ર પ્રકાશ છે; અને તેના ગર્ભમાં મનુષ્યની

સત્તાની સ્પૃહાનું કારણ રહેલું છે; શિક્ષણ, ન્યાય વ્યવહાર, ગરીબાઇનું પાલન વગેરે કાર્યના જરૂરના સંબંધમાં એજ એક માત્ર યુક્તિ છે. એજ મિત્રતા તથા દાંપત્યનું પહેલું પુષ્પ છે, અને આત્મલીન-ઉદ્યમશીલતાના પ્રકટનમાં, જે શૌર્ય તથા ગૌરવ પ્રકાશિત થાય છે, તે પણ એનાથીજ ઉત્પન્ન થાય છે. ધારવામાં આવે છે કે બધાઓએ તેનું લક્ષ કર્યું હશે કે વાંચતાં વાંચતાં આપણે અજાણપણે સમુન્નત અનુભવ કરીએ છીએ. આખી પૃથ્વીના ઇતિહાસો વાંચીએ, અથવા કાવ્યા નવલકથાની અંદર જઇએ, તેની અંદરથી ધર્મ સંબંધી, રાજકીય તથા મનસ્વિની જયશ્રી-લાંછિત, ઉન્નત અને સુરૂચિનાં ચિત્રો જોવાની વેળાએ ક્ષણ કાળને માટે આંખ બંધ કરતા નથી, અથવા કિયાં પણ અનતધિકારી શંકાથી પરાજય અનુભવ કરવો પડતો નથી; ઉલટો તેનું કરેલું વર્ણન વાંચવાથી પોતાને વધારે પ્રકૃતિસ્થ સમજીએ છીએ. શેકસપિયરે રાજગુણના વર્ણનમાં જે કહ્યું છે, એ ઘર કે મેદાનમાં વાંચનારી નાની છોકરી પણ તે આત્મ સંબંધમાં સંપૂર્ણ સત્ય માને છે. આપણે કુદરતી મોટા મોટા ઐતિહાસિક બનાવની સફલતા અનુભવ કરીએ છીએ મોટા દેશ શો

કાઢવાથી આનન્દિત થઇએ છીએ, વિશાળ-વિક્રમ દેખાડવાથી અને અતુલ સંપદ લાભથી હર્ષોત્ફુલ થઇએ છીએ;-કારણ તે કલ્પિત વિષયમાં આપણું હિત સમાયલું છે, કાયદો વ્યવસ્થાપિત છે, રત્નાકર વિમથિત છે, દેશ શોધવો તથા બહાદુરી દેખાડેલી જોઇએ છીએ, અને તેવી અવસ્થાવાળી થયાથી પોતે જેવું કામ કરત, તે અભિમત આપવામાં બધી ક્રિયા ચાત અને પ્રશંસાને જોઇને ઘણો આત્મ પ્રસાદ મેળવીએ છીએ.

મનુષ્યનું ચરિત્ર અને અવસ્થા પદમાં પણ આ-પણને બરાબર તેવોજ સંબંધ છે. આપણે ઐશ્વર્ય-વાનનું સન્માન કરીએ છીએ; કેમકે સંસારના તથા સમાજના વિષયમાં જે સ્વતંત્ર, પ્રભાવ, સંપત્તિ અને શોભનાચાર મનુષ્યના-આપણા-સ્વભાવાલં-કાર માનીએ છીએ, નજરે જોતાં ઐશ્વર્યશાળીમાં તે બધા છે. તેમ કઠોર નિષ્ઠ સ્તોયિક, પ્રાચીન કે હા-લના વિદ્વના પ્રજ્ઞાવાનોના જે જે ગુણ બતાવ્યા છે. વાંચનાર તેમાં કેવળ પોતાના મનોભાવ । યલા જુએછે; તેમાં પોતાને મળતા તો પ૯ સમાસાધ પ્રકૃષ્ટાત્માનેજ વર્ણીત દર્શન કરે છે. રીતે જોતાં લખેલી ભાષા કેવળ પ્રજ્ઞાવાનનુંજ ચ.

કાઢવાથી આનન્દિત થઇએ છીએ, વિશાળ-વિક્રમ દેખાડવાથી અને અતુલ સંપદ લાભથી હર્ષોત્ફુલ થઇએ છીએ;-કારણ તે કલ્પિત વિષયમાં આપણું હિત સમાયલું છે, કાયદો વ્યવસ્થાપિત છે, રત્નાકર વિમત્થિત છે, દેશ શોધવો તથા બહાદુરી દેખાડેલી જોઇએ છીએ, અને તેવી અવસ્થાવાળી થયાથી પોતે જેવું કામ કરત, તે અભિમત આપવામાં બધી ક્રિયા થાત અને પ્રશંસાને જોઇને ઘણો આત્મ પ્રસાદ મેળવીએ છીએ.

મનુષ્યનું ચરિત્ર અને અવસ્થા પદમાં પણ આપણને બરાબર તેવોજ સંબંધ છે. આપણે ઐશ્વર્યવાનનું સન્માન કરીએ છીએ; કેમકે સંસારના તથા સમાજના વિષયમાં જે સ્વતંત્ર, પ્રભાવ, સંપત્તિ અને શોભનાચાર મનુષ્યના-આપણા-સ્વભાવાલંકાર માનીએ છીએ, નજરે જોતાં ઐશ્વર્યશાળીમાં તે બધા છે. તેમ કઠોર નિષ્ઠ સ્તોયિક, પ્રાચીન કે હાલના વિદ્વાના પ્રજ્ઞાવાનોના જે જે ગુણ બતાવ્યા છે. વાંચનાર તેમાં કેવળ પોતાના મનોભાવ સામેલ થયલા જુએછે; તેમાં પોતાને મળતા તો પણ સારી સમાસાધ પ્રકૃષ્ટાત્માનેજ વર્ણીત દર્શન કરે છે. ખરી રીતે જોતાં લખેલી ભાષા કેવળ પ્રજ્ઞાવાનનુંજ ચરિત્ર

સત્તાની સ્પૃહાનું કારણ રહેલું છે; શિક્ષણ, ન્યાય વ્યવહાર, ગરીબાઇનું પાલન વગેરે કાર્યના જરૂરના સંબંધમાં એજ એક માત્ર યુક્તિ છે. એજ મિત્રતા તથા દાંપત્યનું પહેલું પુષ્પ છે, અને આત્મલીન—ઉદ્યમશીલતાના પ્રકટનમાં, જે શૌર્ય તથા ગૌરવ પ્રકાશિત થાય છે, તે પણ એનાથીજ ઉત્પન્ન થાય છે. ધારવામાં આવે છે કે બધાઓએ તેનું લક્ષ કર્યું હશે કે વાંચતાં વાંચતાં આપણે અજાણપણે સમુન્નત અનુભવ કરીએ છીએ. આખી પૃથ્વીના ઇતિહાસો વાંચીએ, અથવા કાવ્યા નવલકથાની અંદર જઇએ, તેની અંદરથી ધર્મ સંબંધી, રાજકીય તથા મનસ્વિની જયશ્રી—લાંછિત, ઉન્નત અને સુરૂચિનાં ચિત્રો જોવાની વેળાએ ક્ષણ કાળને માટે આંખ બંધ કરતા નથી, અથવા કિયાં પણ અનતધિકારા શંકાથી પરાજય અનુભવ કરવો પડતો નથી; ઉલટો તેનું કરેલું વર્ણન વાંચવાથી પોતાને વધારે પ્રકૃતિસ્થ સમજીએ છીએ. શેકસપિયરે રાજગુણના વર્ણનમાં જે કહ્યું છે, એ ઘર કે મેદાનમાં વાંચનારી નાની છોડી પણ તે આત્મ સંબંધમાં સંપૂર્ણ સત્ય માને છે. આ પણે કુદરતી મોટા મોટા ઐતિહાસિક બનાવની સહકારિતા અનુભવ કરીએ છીએ મોટા દેશ શોધી

કાઢવાથી આનન્દિત થઇએ છીએ, વિશાળ-વિક્રમ દેખાડવાથી અને અતુલ સંપદ લાભથી હર્ષોત્ફુલ થઇએ છીએ;-કારણ તે કલ્પિત વિષયમાં આપણું હિત સમાયલું છે, કાયદો વ્યવસ્થાપિત છે, રત્નાકર વિમત્થિત છે, દેશ શોધવો તથા બહાદુરી દેખાડેલી જોઇએ છીએ, અને તેવી અવસ્થાવાળી થયાથી પોતે જેવું કામ કરત, તે અભિમત આપવામાં બધી ક્રિયા થાત અને પ્રશંસાને જોઇને ઘણો આત્મ પ્રસાદ મેળવીએ છીએ.

મનુષ્યનું ચરિત્ર અને અવસ્થા પદમાં પણ આપણને બરાબર તેવોજ સંબંધ છે. આપણે ઐશ્વર્યવાનનું સન્માન કરીએ છીએ; કેમકે સંસારના તથા સમાજના વિષયમાં જે સ્વતંત્ર, પ્રભાવ, સંપત્તિ અને શોભનાચાર મનુષ્યના-આપણા-સ્વભાવાલંકાર માનીએ છીએ, નજરે જોતાં ઐશ્વર્યશાળીમાં તે બધા છે. તેમ કઠોર નિષ્ઠ સ્તોયિક, પ્રાચીન કે હાલના વિદ્વના પ્રજ્ઞાવાનોના જે જે ગુણ બતાવ્યા છે. વાંચનાર તેમાં કેવળ પોતાના મનોભાવ સામેલ થયલા જુએછે; તેમાં પોતાને મળતા તો પણ સારી સમાસાધ પ્રકૃષ્ટાત્માનેજ વર્ણીત દર્શન કરે છે. ખરી રીતે જોતાં લખેલી ભાષા કેવળ પ્રજ્ઞાવાનનુંજ ચરિત્ર

ચિત્રિત કરે છે. પુસ્તક સ્મરણી અથવા કીર્તિમય, આલેખ્ય તથા મિથોલાપ વગેરે બધા વિષય કેટલાંક ચિત્રની પેઠે તે આંખ સામે પડે છે; જેમાં પોતાના ચરિત્રનું પરિકલ્પાયમાન ભાવાકારે તે રેખાંકિત જુએ છે. જનમંડળનો મૂંગો ભાવ તથા વાગ્મિના તેત્રીજ પ્રશંસા તથા સંભાવના સ્થલ થાય છે; અને તે દરેક પગલે પોતાને નામ ગૃહીતની પેઠે ઉત્સાહિત સમજે છે. તેથી ખરેખર ઑત્કર્ષલિપ્સુને કોઈ વખતે સામાન્યાલાપથી કોઇ રીતે મુખની પ્રેરણા અથવા પ્રશંસાની આશા કરવી પડતી નથી. તે મધુર સ્તુતિ વાક્ય નિરંતર તેના કાનમાં પોતાની મેળે પ્રવેશ કરે છે; પોતાના સંબંધમાં હોતો નથી ખરો, પણ મધુરતાભાવથી તે ઇચ્છેલા ચરિત્ર સંબંધમાં જેનું ગુણ કીર્તન, ચરિત્ર સંબંધી કહેલાં વાક્યોથી એટલુંજ નહિ પણ દરેક બનાવ પણ આનુષંગિક વ્યાપારમાં–વેગવતી નદી અને વિધૂનસ્વન અનાજના ખેતરો કરતાં પણ–સદા વિશ્રુત થઇ જાય છે. નીરવ પ્રકૃતિ ઉંચ્ચા પહાડો અને ગગનના તારાઓ મુઅચ્છાયામાં એ પ્રશંસા જણાવે છે, શ્રદ્ધા અર્પણ કરે છે, અને તેઓના ગૌરવ પ્રભાવથી પ્રીતિનો સ્રોત તણાતો આવીને આશ્વાસિના હૃદયને નિરન્તર પ્લાવિત કરી મૂકે છે

રાત્રના સ્વપ્નાની પેઠે પૂર્વ સૂચિત સંકેતો આવો! હમણાં જાગરણમાં તથા કામમાં લગાડું. અભ્યાસ જડભાવથી ન પડતા સદા ચૈતન્ય વાતની પેઠે ઇતિહાસ વાંચો; સતત પોતાના જીવનને નિબંધ અને પાઠ્ય પુસ્તકને ભાષ્યરૂપે ગૃહણ કરો એવી મતિ વાંચનારથી મેળવી શકાય તો પુરાવૃત્તાધિષ્ઠાત્રીના મુખમાંથી નિગૂઢતત્વો લાગટ પ્રવાહથી નીકળશે; પોતાના ઉપર આદર રાખનાર માણસની આગળ તેવું કદી પણ થઇ શકશે નહિ. જે માણસ પ્રાચીન વર્ણન વાંચવામાં તેની ઘટનાવલિનો અર્થ ગૂઢ અથવા મહત્તર સમજે છે અને પ્રખ્યાત થયલાની તુલનામાં પોતાના તથા પોતે કરેલા કામને અતિ તુચ્છ જાણે છે તે યથામર્મ અનુભવ કરવાનો ઇતિહાસ પાઠ કરી શકશે એવી આશા કરી શકાતી નથી.

મનુષ્યજનનું સુન્દરરૂપથી બનવું અથવા શિક્ષણ માટે આ દુનિયામાં રહેવું છે. એવો કોઇ યુગ, સમાજપાદ અથવા ક્રિયા પદ્ધતિ આજ સુધી ઇતિહાસમાં જગા મળી નથી, જેની જોડે એક માણસના જીવનની અવસ્થાનું સરખાપણું નજરે પડે. અતિ આશ્ચર્ય કરનાર જગતની બધી વસ્તુજ પોતે સંકુચિત થઇને મનુષ્ય સ્વભાવમાં પ્રવેશ કરે છે, અ-

તેને પોત પોતાને ગુણવાન કરે છે. મનુષ્ય પોતે પોતાના જીવનમાં ઇતિહાસનું અથથી તે ઇતિ સુધી પ્રતિપાદન કરવામાં સમર્થ છે, તે પ્રત્યક્ષ કરવું એ તેનું જરૂરનું કર્તવ્ય છે. તેના નિરન્તર દૃઢચિત્તમાંજ રહેવું જોઇએ; કોઈ રીતે રાજ્ય અથવા સામાન્ય વિવરણમાં પ્રતિહત ચિત્ત અનુભવ કરવું ઉચિત નથી, ઉલટું સતત પોતાને આ ભૂમંડળ અને તેની અંદરના વિવિધ શાસન તંત્રના અતિયાથી ગુણોત્કર્ષ ગણવા જોઇએ. ઇતિહાસ વાંચવાનો માર્ગ છોડીને રોમ એથેન્સ, લંડન વગેરે વર્ણનીય સ્થાનથી નજર દૂર કરીને પોતાના ઉપર નાખવું જોઇએ; અને પોતે આ જગતમાં એક ધર્માધ્યક્ષનો વિશ્વાસ કબૂલ કરવો પણ ઉચિત નથી. તોપણ જો ઈંગ્લંડ અથવા મિસરની કંઈ અરજ હોય તો તેનો ન્યાયપૂર્વક ઇનસાફ કરવા માટે સદા તૈયાર રહેવું, અને કંઈ કહેવાની ખોટ હોય તો તેઓને હમેશાં મૂંગા રાખવા એ ન્યાયવાળું છે. જે સમુન્નતદૃષ્ટિ માર્ગમાં ચઢ્યાથી જગતનું લઘુતત્વ પ્રકાશ થાય છે અને કાવ્યોચ્છ્વાસ તથા ઐતિહાસિક વર્ણન પૂર્ણ એકત્ર દીઠામાં આવે છે, મનુષ્યોએ સદા તેના ઉપર ચઢવું જોઇએ. કારણ ઇતિહાસમાં કહેલા મુખ્ય વિષયો ખરી રીતે

પ્રયોગ કર્યાથી મનની પ્રવૃત્તિ સ્વચ્છ થાય છે અને સૃષ્ટિ પ્રવાહનો આરાધ્ય વિષય પ્રકટ થાય છે. ઘટના જેટલી પુરાતન થાય છે. કાળે કરીને તેટલી તેની બહિર્વિસ્ફુરતા તથા ભાવતીવ્રતા ફેલાઇને વિમળ આકાશમાં વિલીન થાય છે. કોઇપણ નિગડ અથવા રોકાણ તેના પોતાના લક્ષણની રક્ષા કરવામાં સમર્થ થતા નથી. બાબિલન, ટ્રય, તોયાર, પાલિસ્તાન, અને પ્રાચીન રોમ સુદ્ધાં થોડા કાળમાં ઉપાખ્યાનના માર્ગની તરફ આવ્યા છે. ત્યારથી ઇદન્નુઘાત અને ગિરિયન નગરની સૂર્યની ગતિ વિરામાદિ વિષય પણ સર્વત્ર કાવ્યાંગેવ અન્તભૂત થયા છે; અને સામેના ગગનમાં કીર્તિભૂત આ સમુજ્જવલ નક્ષત્રમંડળીને આલંબમાન જોઇને હાલના કેટલાક માણસો આ કાવ્ય પ્રસંગની ઉત્પત્તિ નિર્ણયમાં અને પ્રવૃત્તિ થશે. લંડન, પારિસ, ન્યુયાર્ક વગેરે હાલના મહાનગરો પણ ટૂક મુદતમાં તે માર્ગે જશે! આ વાસ્તે મહાવીર નેપાલિયને કહ્યું છે—ઇતિહાસ વળી શું? તે તો સર્વાનુમત ઉપન્યાસ (નવલકથા) માત્ર છે. ખરી રીતે જોતા આ લઢાઇનો વેપાર, સમાજ વસાવવી, ધર્માધિકાર ગ્રીસ, રોમ ઇંગ્લંડ વગેરે મનુષ્યના વિવિધ વિષય તેના જીવનના શોભીતા પુ-

ક્પના અલંકાર અથવા ઝલકાટ વનમંડળના શિવાય બીજું કંઈ નથી. આવી રીતે ક્ષણ વિધ્વંસિ વસ્તુઓની કેટલી ગણીતરી કરતા ચાલીશું! અનન્તજ મારૂં એક માત્ર લક્ષ છે તેમાંજ મારો વિશ્વાસ છે! હું આત્માની અન્દરજ આજના કીર્ણું પૃથ્વી છું, આ સઘળા દેશ તથા બેટો છે; અને યુગ યુગાન્તર નિમંત્રિ આ વિશ્વભવિની મતિનું પણ સન્દર્શન મેળવીશ.

ઇતિહાસથી ભળેલા બનાવોની સામે આપણા જીવનમાં સર્વ ક્ષણ પડેલા છે, અને પોત પોતાના કર્મમાં તેઓના સતત ઉદાહરણ આપે છે. ઇતિહાસ સંગ્રહ આવોજ કર્તૃબોધક થઈ રહે છે! ખરી રીતે ઐતિહાસિક કોઈ વિષય તદર્થબોધક નથી, બધા જીવનની માત્રા છે. દરેક દેહિ માણસનેજ સાહાય નિરપેક્ષ ભાવથી, તેનું જીવન પાઠ સંપૂર્ણ અભ્યાસ કરવો જોઇએ, અને પોતે પાદચારે એ સમગ્ર જીવન પરિસર પરિભ્રમણ તથા પર્યવેક્ષણ પણ કરવું જોઇએ. જે પોતાની નજરમાં ન આવે અથવા પોતાના જીવનમાં ન જણાય, તે હમેશાં જ્ઞાનથી દૂર રહેશે આ વારતે જો પ્રાચીનકાળની કોઈ ઘટનાને વાક્યાનુકૂળથી અથવા વ્યવહારના સૌકાર્યથી ટૂંકા સૂત્રાકારથી બનાવી શકાય તે સૂત્રનો શુષ્કાવયવ

વમાત્ર પરીક્ષાથી અર્થ કાઢવાની તજવીજ કર્યાથી કંઈ પણ ફળોદય નિપજશે નહિ; ઉલટો તેનાથી ઉલટો અપકાર થવાની આશંકા રહેશે, કાળે કરીને કોઇને કોઈ સ્થળમાં આ સૂત્રપ્રતિપાદક ક્રિયાવાલિ પોતે સંપન્ન કરવાનું પ્રયોજન થશે, અને જોડે તે વિષયની અભિજ્ઞતા પણ પૂર્ણ માત્રમાં ઉપલબ્ધ થશે તેમાં સન્દેહ શો? પહેલાંના જણાયલા ઘણાક જ્યોતિષિ વિષય ફાર્ગુસન નામના એક માણસે પોતે અજાણમાં ફરી શોધી કાઢ્યા હતા તેમાં તેનું ઉત્પન્ન કરેલું જ્ઞાન શું પ્રકૃષ્ટતરજ થયું નથી?

ઇતિહાસનો અર્થ અથવા જરૂર ઉપર લખેલાના કરતાં વધારે બીજું શું થઈ શકે? બીજો અર્થ નિ-રર્થ માત્ર છે. જો સમાજ સ્થિતિને માટે કોઇને નવો ધારો જોઇતો હોય તો મનુષ્ય પ્રકૃતિની બહારની ક્રિયા વિશેષજ કેવળ માત્ર સૂચિત થઈ છે; તેના શિવાય બીજું કંઇજ પણ હોતું નથી. દરેરના વ્યાપારના કામોનાં પોતાના હૃદયમાં જોવા કોઇ વિપિય કેમ થયા અને તે બનાવના બનાવથીજ બન્યા છે, તેમાં હરકતો નડી નહિ, ઇત્યાદિ વિચારવું મૂળ તે જગાએ જોવું જોઇએ. એ વાસ્તે કહીએ છીએ કે બ્રાર્કના સોચ્છ્વાસવાળા ભાષણોથી નેપોલિયનના સં-

ગ્રામ વિજય, સર ટામસ મૂરવ ગેરેનો આત્મ ત્યાગ, કે ફ્રાન્સ વિપ્લવના આરંભમાં તે જીવનકાંડ સેલિમ શહેરની ડાકણોનો મુમુચ્છેદ, પારિસમાં પ્રાણીને કાઢી મૂકવાની શોધ, ધર્મક્ષિપ્તિનું ફરી ઉઠવું, કે વિધાતૃ માર્ગ પ્રત્યક્ષીકરણરૂપ બધા સ્વાભાવિક અથવા સમાજિક સર્વ જનનીન અથવા અનત્યકૃત, નાના કે મોટા વ્યાપારાની સામે "માણસ ખડા થાવ" આવી કલ્પનાનો અર્થ આવો છે કે તેનાથી સમજી શકીએ કે આપણે પણ તેના જેવી સ્થિતિમાં રહીએ તો તેવીજ રીતે ચાલત અને તેના જેવાં કામો કરત, અને આવી રીતનો કોઇ સમય ન આવત તો કેવળ માનસિક કલ્પનાથી પોતાને તે પ્રતિનિધીભૂત તે પહેલાંનાં કેટલાં કામો તથા તેઓના મહાનુભાવ અથવા દુરાચારિત પણ જરા જ્ઞાનલક્ષ કરવામાં સમર્થ થઇએ છીએ.

ઊંચા પિરામિડ, ડટાયલાં શહેરો, સ્ટોનહેંજ વાઇચ સર્કલ વગેરે પુરાતન પથ્થરોની ગોઠવેલી વસ્તુઓ ઇત્યાદિ પ્રાચીન વિષયમાં અજાયબી પ્રકાશ તથા શોધક બુદ્ધિ દેખાડે છે એટલુંજ નહિ પણ હાલનું જંગલીપણું તથા અસ્વાભાવિક દેશકાળનું છેટાપણાનું જ્ઞાન નિરોહિત કરીને દેશને પાસે તથા કાળને પાસે

આણે છે, થીવસનગરના અદ્ભુત સમાધિક્ષેત્ર બેલયોનિ નામના એક માણસે ખણીને તથા પરિમાણુ ગ્રહણુ કાર્યનો વિરામ તારતમ્યબોધના પર્યવસાન સુધી કોઇ રીતે બન્યું નહિ. પણુ આખરે જ્યારે સર્વ પ્રકારે બારીક તપાસ કરીને જોયું ત્યારે સમજાયું કે તે બધી અદ્ભુત કીર્તિઓ પોતાના જેવા હાથ પગવાળા તથા કીર્તિના ભુખ્યા માણસથી થયલી છે, અને અભિલાષ થયો પોતે પણુ તેમ કરવામાં સમર્થ છે ત્યારે તેના બધા સંદેહ એકદમ જતા રહ્યાં, અનીત જ્ઞાન લોપાઈને મનમાં હાલનું સરખાપણું જાગ્રત થયું; અને તે પોતાની સામે કીર્તિઓ તે વેળાની અને હાલની રચનાની પેઠે હૃષ્ટચિત્તથી જોવા લાગ્યો.

શિલ્પીથી બનેલાં દેવળો એવા છતાં "આપણા બનેલા છે તોપણુ તે અમારા નથી." આવું વારંવાર અનુભવ થાય છે. મનુષ્યની રચના નિઃસંશય છે, કેવળ અસ્મદ સદૃશ માણસની છે કે નહિ એનો નિશ્ચય થતો નથી. પણુ જો એકવાર એ ઉપાસનાગૃહને અથથી ઇતી સુધી જોવામાં પ્રવૃત થઇએ, જો તેના બનાવનારાઓની દેશીય તથા સમાજિક અવસ્થા ઉપલબ્ધિ કરીને પોતપોતાનો વિચાર તેની

સાથે કરે તો શું જોઇ શકે? સર્વદા કેટલીક આરણ્યક સ્મૃતિ માર્ગમાં આવે ત્યાર પછી તેઓના પહેલાં દેવળ, તે અનન્ત આદર્શનું વારંવાર અનુકરણ અને જાતીય શ્રીવૃદ્ધિની જોડે દેવગૃહની શોભા વધારવા માટે વિવિધ વિષયનો વિચાર કરીને ધીરે ધીરે સુખોદિત લાકડાના કડકાના સમાદર દર્શનથી પથ્થરપર કોતરવાનો આરંભ, અને ઢગલાબંધ સુરચિત પથ્થરાઓમાં પ્રશસ્ત, દર્શનીય, દેવગૃહ નિર્માણાદિ વ્યાપાર મનમાં અનુભવ કરીએ છીએ;અને આવું યથાક્રમથી બધી રીતિ અતિક્રમ કરીને આખરે જ્યારે ખ્રિસ્તી ધર્મ પ્રવેશની જોડે તેની ઉપયોગી ઉપાસના કરવી, ક્રુશ, કીર્ત્તન, ઉત્સવ યાત્રા, ઋષિવાર પ્રતિમૂર્તિ વગેરે સામગ્રીનો આદર કરીએ ત્યારે કલ્પના પોતાને આ દેવળને બનાવનારી એવું અનુભવ કરીએ છીએ; ત્યારે તેની બનાવટને જરૂર સમજીએ છીએ અને આખ્યાની પણ કંઇ જરૂર રહેતી નથી.

ભાવના આવવાના જૂદા જૂદા માર્ગથી મનુષ્યમાં જૂદા જૂદા મતો જોવામાં આવે છે. એક માણસ રૂપ, આકાર વગેરે બહારના ગુણોનો નિર્ણય કરીને વસ્તુઓની પંક્તિ બાંધે છે; બીજો માણસ સ્વભાવ તથા અન્તરનાં કાર્ય કારણનો નિર્ણય કરીને પદાર્થોની

જાતિ પ્રકૃતિ, બતાવે છે. બુદ્ધિ હમેશાં કારણની તરફ વળે છે, સર્વત્ર તેને ખીલવવા તથા નિરવચ્છિન્ન જોવા ઇચ્છે છે, તેથી બહારનાં લક્ષણો સર્વદા તેની નજરે પડતાં નથી. કવિ, ઋષિ, દાર્શનિક વગેરેની આંખો તમામ વસ્તુનું મંગળપણું અને પુણ્યવાન્ ધારે છે, સર્વ કાર્ય તથા બનાવને હિતવાળું સમજે છે; વાર તિથિ શુભ પ્રદ માને છે, અને માનવ માત્ર દેવગુણનો છે; કારણ તેઓની આંખ સર્વદા જીવ ઉપર દૃઢ રહેલી હોય છે, તેના બીજા તાએના ગુણ અવગુણ ઉપર રહેલી હોતી નથી. દરેક રસાયણી વસ્તુ અતિ વર્દ્ધમાન ઝાડ, તથા સજીવજન્તુ નિરન્તર હેતુને માટે છે અને તેની ઉત્પત્તિ કામને માટે છે એવું તેઓ માને છે.

વાયુ અથવા મેઘની પેઠે મૃદુસ્પર્શા તથા સર્વદાવિગમન કરવાવાળી વિશ્વ પ્રસવિત્રીના ખોળામાં અને તેનાથી સદા ઘેરાઇને આપણને એ જડ અપપાંડિત્યની જરૂર શી? કેટલાંક નિર્જીવ સૂત્ર અને બહારનાં લક્ષણને વધારવા માટે એટલો યત્ન શા માટે કરવો જોઇએ? દેશ અથવા કાળ, આકાર અથવા આયતન, શા માટે ડગલે ડગલે ગણીએ? દેહવાળા પુરુષનાં હાડકાં પણ જણાતાં નથી; અને તેના આધીન

અતિ પણ તેઓને કેવળ ક્રીડા સામગ્રીજ ધારવામાં આવે છે, જેમ સફેદ દાઢીવાળા માણસને અથવા દેવાર્ચ્ચના જોયા છતાં પણ બાળકના મનમાં વિનોદ-ના શિવાય બીજા ભાવો ઉત્પન્ન થતા નથી!' મનસ્વિની પ્રતિભા કેવળ કારણાનુબંધનનો જ વિચાર કરે છે; અને દુર્લભ પરિધિ–પ્રાન્ત–પતિત રશ્મિજાળ કેવી રીતે પ્રકૃતિના ઉંડા ભાગનો એક નાના બિંદુ મંડળથી પડતાં કિરણો જુએ છે સૃષ્ટિના પ્રવર્ત્તના અને સંસ્થિતિ માટે એક કેવળ નિરવયવ, કેવી રીતે ઘણા પ્રકારના ઢાંકણમાં ઢંકાઈ વિવિધ પ્રકારના જન્મ લે છે, મનસ્વિની તે જોવામાં સદા લાગેલા હોય છે. તેની અચળ તીવ્રદૃષ્ટિ, અંડ, કીટ પતંગાદિના આવરણ ભેદીને અનત્ય જન્યને ફેરવે છે. અસંખ્ય જનના બહિર્વૈષમ્ય લોપીને તેઓને એક પંક્તિમાં આણી મૂકે છે; ઘણી પંક્તિના આકાર વૈલક્ષણ્ય દૂર કરીને એક વિશાળ જાતિમાં બાંધે છે; અને બાકીની નાના પ્રકારની જાતિની અંદરની છેલ્લી હદ ઓળંગીને એક અદ્વિતીય, અપરિવર્ત્તનીય, આદર્શ સમાહિત થાય છે; અસંખ્ય શરીરી જીવરાજ્યમાં પરિભ્રમણ કરીને અન્તે સનાતન કૈવલ્યમાંજ ગતિ વિરામ લાભ કરે છે. મેઘગુચ્છની પેઠે આ પ્રકૃતિ પણ સર્વદા

ફેરફાર થતી રહે છે, જોતાં તો તેજ જણાય છે તો પણ પ્રતિક્ષણેજ સુન્દર થતી જાય છે, તેની અનન્ય કલ્પના અસંખ્ય બનાટવમાં વહેંચાયલી છે; જેમ એક માત્ર નીતિસૂત્ર અવલંબીને કવિની વીશ ગાથા સરચિત થાય છે, કઠણ મૂઢ પદાર્થરૂપ એક માત્ર કરુણાવલંબથી બુદ્ધિ મનના અગમ્ય તે ચિણ્યય "અસુ" બધી વસ્તુને પોતાની વાસનાનુબંધનમાં લગાડે છે. તેની દૃષ્ટિપાતથી દુર્ણમનીય અલસ શિલા પણ પીગળીને સુકોમળ સુષ્ટુ શરીર ધારણ કરે છે, અને જોતાં જોતાંમાં ફરી ગઠનાન્તથી તે જૂદો આકાર, તે અપૂર્વ વિનિર્માણ વિલીન થઈ જાય છે, દેહના શિવાય આવું ચંચળ ક્ષણસર્પિ વસ્તુ જગતમાં શું બીજી છે? તથાપિ એ શક્તિના પ્રભાવથી દેહ પણ કોઇ વેળાએ કહી પોતાને સર્વદા અલીક અથવા નિરર્થક ગણતા નથી. કિંકર ઇતિર પ્રાણિ-સમુચિત કેટલી હીનવૃત્તિ હજીપણ મનુષ્યમાં રહેલી છે; પણ તેઓ પણ એ પ્રભાવના બળથી, ખરાબનું કારણ ન થતાં ઉલટું સમાવેશ માનવની એક જાતિ અને સ્વભાવ ગૌરવ વધારે છે. જેમ કવિ એસ્કિલાસકથિતા આયો-યોદેવીને ગાયના રૂપમાં જોયાથી, જો કે સર્વના ચિત્ત નિગૃહીત અનુભવ કરે છે, તથાપિ દેહાન્તર ગ્રહણથી

મિસરદેશમાં આયસિસ રૂપથી અવતીર્ણ થઈ, અસેરિસ યોવની જોડે વિવાહ કર્યો, તે દિવ્ય મૂર્તિનું દર્શન કર્યાથી કોના ચિત્તમાં ભાવાન્તર ન થાય ? તે વેળાએ ઉત્તમ પ્રકારે રૂપાન્તરિત પશ્ચાંગના ગતાવશિષ્ટ ચિહ્ન સ્વરૂપ ચંદ્રકળાકાર વિષાણુ એ પણ અનુપમ લલાટ ભૂષણ દીઠામાં આવે.

ઇતિહાસની અભિન્નકતા પણ એવી સંસિદ્ધ છે, અને વિત્તર બાહુલ્ય પણ તેમ સરળ અને બોધગમ્ય છે ઉપરના પ્રકારના ભેદનો અન્ત નથી, પણ અંદરમાં હેતુ ઋજુક્તાજ સર્વદા રહેલી છે. એક જણ કર્ત્તાના કર્મ સહસ્ર તેની અનન્ય પ્રકૃતિની ઓળખાણ આવે છે ! જૂદા જૂદા આકારથી ગ્રીસિયાન બુદ્ધિ ચરિત્રના જે બધા નિદર્શન પ્રાપ્ત થાય છે તેજ એક માત્ર તપાસ કરીને જુઓ ! પહેલા હિરોડોટસ, થિઉસિડાઇડિસ ઝેનોફન અને પ્લુટાર્કના રચેલા ઇતિહાસના પુસ્તકો હ૭ પણ છે; અને તે બધા ઇતિહાશ વાંચીને ગ્રીકોનું ચરિત્ર અને ક્રિયાકલાપનું તત્વ જાણવામાં સમર્થ થઇશું. પણ ભાષા તથા સાહિત્યરૂપ ક્ષેત્રાન્તરમાં પણ તેઓનું વિપુલ જાતીય ચિત્તના પદાંક પણ જોવા જેવા છે; કારણ મહાકાવ્ય, ગીતિકા, નાટક, દર્શનશાસ્ત્ર અને વિજ્ઞાન વગેરે

નાના પ્રકારના આકારથી તેઓનો ગૌરવ સમવાયકો છે ફરી ગ્રીકોના અપૂર્વ મહેલાંની રીતિ પણ પ્રબિલ બુદ્ધિના બીજા પ્રમાણ મળશે,–કારણ એના નિર્માણ ગૌષ્ટવમાં પરિમાણ માધુર્ય જાણે મૂર્તિવાળી હોયની; અને રેખા તથા સમકોણ મંડળીની જોઈએ તેવી માત્રાનુપાતથી રેખા ગણિત જાણે નિરંતર અંગીબદ્ધ છે! અન્તે તેઓની અનુપમ શૈલાતર્ક કરણપદ્ધતિ તેટલી બુદ્ધિના પ્રમાણાન્તર આવશે; કેમકે આવા અસામાન્ય પ્રતિભાવાન ક્ષોદ શકિત ક્યાં પણ જોવામાં આવી નથી! એના અભિવ્યકિત ચેષ્ટાથી કથનો તોલાયમાન રસનાગ્રના ક્રમ પર્યન્ત નિર્વિશેષથી પરિગૃહિત છે અને સંપૂર્ણ અપ્રતિહત ક્રિયાવાન મનુષ્યના અબાધ કર્મોદ્યોગ છે, જેની સંખ્યા થાય નહિ એવી સન્નિબદ્ધ અને અભિવ્યંજિત છે! એના ગઠન નૈપુણ્યમાં સ્વભાવ વૈશમદ્ય અનુમાત્ર પણ અતિક્રાન્ત થતી નથી અને સુકૌશલ, દેવાર્ચનારત ઉપાસક મંડળીના નર્તનવિલાસ, અને તેમાં આસ મૃત્યુ અથવા અસહન યંત્રણાકિલષ્ટ ઉપાસકોનુ સામર્થ્ય સત્વમાં પણ ગતિવિરામ અથવા ભંગિભંગ ભીતિ, યુગપત પ્રતિપાદન કરવામાં પણ પણ અવકાતર અથા વિતથ દૃષ્ટ થતા નહોતા

કેવળ છે. બહુધા તાતલય વિમિશ્રણથી સદા ઉદ્ગીત થાય છે.

આ સૃષ્ટિરાજ્યના સર્વત્ર પ્રકૃતિ અતિ ભાવનીય સહજાત લક્ષણથી પરિપૂર્ણા છે; અને ઘણીજ અનાહુત પ્રદેશમાં ઉત્તમ પ્રકારે દર્શન સામ્ય પ્રદર્શન કરીને આપણને અજાયબીમાં આનન્દિત કરે છે. એક વખત કોઈ વૃદ્ધ જંગલના રાજાનું વાળ વિનાનું માથું જોઇને મારા મનમાં અનાવૃત્ત પહાડના શિખરનો ભાવ ઉત્પન્ન થયો હતો; અને તેના કપાળની કરચલીથી તેમાં પથ્થરની પ્રતિચ્છા થઈ હતી. આવા સ્વભાવ મનોહર માણસો પણ કોઈ કોઈ વેળાએ નજરે પડેછે કે તેઓના સરળ મનોહર વ્યવહાર જોયાથી પાર્થનના સ્તંભારૂઢ, વિમંડન વિહીન તોપણ સ્નિગ્ધ ગંભીર ગહન, મૂર્તિ કલાપની પ્રીતિ માધુર્ય હૃદયમાં પોતાની મેળે ઉત્પન્ન થાયછે. અને એક માત્ર રાગાશય અવલંબીને કાળે કાળે કેટલીક જાતનાં સંગીત રચવામાં આવેછે. ગિડો નામનો પ્રખ્યાત સંગીતકાર હમ્પિગ્લિયાસિ આરોરા ગીતિ, કેવળ પ્રાભાતિક વિભાસ રાગનો સમુચ્છવાસ માત્ર રચ્યો હતો, અને તેના ગીતમાં કહેલા ઘોડાઓ અરૂણરાગરંજિત જલદમાળાનું રૂપકાન્તા હતું! જો કોઈ મા-

ણુસ એકાગ્ર ચિત્તવાળો થઇને જરા ધ્યાનપૂર્વક તેની ચિત્તવૃત્તિ યુગપત્, પ્રવણુતા તથા પરાંમુખતાના અ-શેષ વિધિ પર્યવેક્ષણુ કરી શકે તો તે ખચિત આ સાદૃશ્ય સંગિતની ઉંડાઈ પણુ જોવા પામશે.

મેં એક વેળાએ કોઈ ચિત્રકારના મુખથી સાંભ-ળ્યું હતું કે મનમાં ને મનમાં ઝાડની અવસ્થાપન્ન ન થયાથી કોઈ માણુસ સ્વભાવની રક્ષા કરીને વૃક્ષાં-કિત કરવામાં સમર્થ થતો નથી, અથવા બાળકનું ચિત્ર ચિતારવું હોય તો કેવળ તેની શારીરિક માત્રાદિ નિર્ણય કરીને ચાલ્યાથી પૂરતું થશે નહિ. પણુ થોડી વાર સૂધી એકાગ્રહ ચિત્તથી તેની વિવિધ ક્રિયા ક્રીડા કૌતુક ગતિ વિલાસાદિનો અભ્યાસ કરીને પછી તે સ્વભાવાનુગત થવું જોઇએં. પછી પોતાની મરજી પ્ર-માણે કેવળ તે સ્વભાવ–સુકુમાર બાળકના ચિત્રની ઉત્પત્તિ કરાશે. એવીરીતે મેષાકત માટે રૂપને પણુ મેષ પ્રકૃતિની અન્દર જવું પડચું હતું. સમન્તાત્પ્રસંર પરિમાણુ નિયુક્ત કોઈ ભૂચિત્રકારની વાત પણુ વિ-દિત છે, જે કોઈ પ્રદેશ વિભાગ પરિમાણુકાળતત્ત્વ ભૂમિવિન્યાસ, વ્યાખ્યા–સહાયતામાં સર્વથી પહેલાં હૃ-દ્ગત ન કરતા સ્તર પર્યાયમાં ચિત્ર નિબદ્ધ કરવામાં હિમ્મતવાન થતો નથી. આવીરીતે જોવામાં આવેછે

કે માનવ મનને એક સુનિરૂપિત અવસ્થાથી અતિ દૂરાવચ્છન્ન ક્રિયાસમુહની ઉત્પત્તિ કરવામાટે ઇતિહાસનું ચિત્ર મનમાં ઠસાવવું જોઇએ તેથી ઇતિહાસનું અનુશીલન કર્યાથી ચરિત્રની ઉન્નતિ થવાનો સંભવ છે. આથીજ ઇતિહાસ વાંચવા જોઇએ.

---

## પ્રકરણ ૩ જું.

### શું ભરતખંડીઓ ઇતિહાસ લખતા હતા?

ભરતખંડ એક સમય કોઈ વિષયમાં ગરીબ નહોતો. સાહિત્ય, દર્શન, વિજ્ઞાન વગેરે ઘણાક વિષયમાં હિન્દુસ્તાનનું જ્ઞાન, ભાતરનું ગાંભીર્ય એક દિવસે પૃથ્વીમાં વિસ્તારીત થઇને ભારતની કીર્તિ ચારે બાજુએ વધારતી હતી. જે દિવશે આર્ય મહાપુરુષોએ મધ્ય એશિયાના વિસ્તાર પામેલા પ્રદેશોમાંથી ગોધનની સાથે હિન્દુકુશ પર્વતની હારો ઓળંગીને પંચ નદીના ઉપર પગ મૂક્યો તે દિવસથીજ ભરતખંડના સૌભાગ્યનો આરંભ થયો, તેજ દિવસથીજ ભારતભૂમિ વિદ્યા અને સુધારાની મા થઇ પડી. જે ઉજેનીમાં કવિતાવલ્લીના મધુમય પુષ્પો ખીલીને આજસુધી પૃથ્વીને આનન્દ આપે છે તેજ દિવસથીજ તેનું બીજ ભારત

ભૂમિમાં રોપાયું હતું; જે પ્રભાવતી વૈદ્યકવિદ્યા આજ સુધી રોગી માણસોને સારા કરે છે, તેજ દિવસથી તે ભારતસ્થાનમાં આવ્યું હતું. જે પ્રચંડ તેજ હલદિઘાટ વગેરે રણક્ષેત્રમાં ખીલીને ઇતિહાસમાં વર્ણવા યોગ્ય થઇ પડ્યું છે અને વધારે વર્ષો ગયાં નથી જેની એક ચીણગારી ચિલિયાનવાળાની અતુલ પરાક્રમ શીખજાતિના હૃદયમાંથી બહાર નીકળીને પરાક્રમી બ્રિટિશ તેજને પણ નાશ પમાડ્યું હતું, જેને માટે પવિત્ર ઇતિહાસમાં આદરનું ધન હલદિઘાટ અને ચિલિયાનવાળા ગ્રીસના થર્માપલી અને મહાધન તરીકે પ્રખ્યાત પામ્યાં છે, આર્યોએ એ પવિત્ર દિવસે, પવિત્ર સમયમાં હિન્દુસ્તાનમાં પગ મૂકીને અલૌકિક બુદ્ધિબળથી, અલૌકિક પાંડિત્ય બળથી સુધારો વિસ્તાર્યો તેથીજ હિન્દુસ્તાન સુધર્યું છે, અને તેઓને માટે ભારતીય મહિમા ઇતિહાસમાં પૂજનીય થયો છે.

હમણાં પહેલાંનું હિન્દુસ્તાનનું તે મહત્વ ગયું છે, તે જ્ઞાન, તે ધર્મ, તે નીતિ, તે સદાચાર, તે સુધારો, તે ઉદારતા અનંત કાળની સાથે જતાં રહ્યાં છે, જે પંચનદવાહિની સિંધુ સરસ્વતીના કિનારે બેસીને આર્ય ઋષિયો ગંભીર મધુર સ્વરથી વેદ ગાન કરતા હતા, તે સિંધુ સરસ્વતી આજ પણ વહે છે, જે હિ-

માદ્રિની નિર્જન ગુફામાં બેસીને યોગરત આર્ય તાપસો અનન્ત શક્તિના ધ્યાનમાં મગ્ન રહેતા હતા, તે ગિરિશ્રેષ્ઠ ગુફા આજ પણ છે, જે હલદિઘાટમાં પ્રચંડ આર્ય તેજ આર્ય સાહસ વિકસિત થઈ શત્રુના મર્મભેદ કર્યા હતા; તે હલદિઘાટ આજ પણ હિંદુસ્તાનના નકશામાં શોભે છે, જે પર્વતના શિખર ઉપર ઉભો રહીને પરાક્રમી શિવાજીએ વિજય ભેરીના ગંભીર સ્વરથી સૂતેલા ભારતખંડને જગાડ્યું હતું, તે પશ્ચિમ પર્વત આજ પણ જોવામાં આવે છે. પણ ભારતનું તે જ્ઞાન, તે ધર્મ નથી, તે જીવની શક્તિ નથી, તે એકતા, તે સંપ, તે આત્મત્યાગ નથી. પ્રાચીન હિન્દુસ્તાનનો સુધારો કરનાર આર્ય મહર્ષિયોની વિલાસ ભૂમિ ગિરિકંદર જેવુંનેતેવું દીઠામાં આવે છે, પુણ્ય સલિલા સિંધુ સરસ્વતી ગતિથી વહે છે. પરંતુ આજ ભારતવર્ષ શ્મશાન છે, ભરતનો તે ગૌરવ સૂર્ય હાલ અનન્ત સમુદ્રની નીચે ડૂબ્યો છે, તે સાહસ તે વીરપણું તે રણોન્માદ, તે સંપ તે આત્મત્યાગ હાલ કેવળ કોપનો શબ્દ થઇ રહેલો છે. જે હિન્દુસ્તાન એક વખતે જગતને શિક્ષણ આપનાર તરીકે હતું તે ભારત હાલ સામાન્ય વિષયને માટે બીજાના દરવાજા ઉપર ભીખ માગે છે, પહેલાં

તે ભિક્ષા આપનારી હતી, હમણાં તે ભીખ માગનારી થઈ છે. એક વખત લોકારણ્યનો હૃદયોદ્દીપક ગડબડ પૂર્ણ હતી, બીજી વખતે ભયંકર સ્મશાનની વિકટ મૂર્તિના જેવી છે. હિન્દુસ્તાનની આ બધી અવસ્થા અથથી તે ઇતિ સુધી જાણવાનો કંઈ ઉપાય નથી. ભરતખંડનો એક ખરો ઇતિહાસ આજ સુધી જનમંડપમાં પ્રસિદ્ધ થઇને અતીત જ્ઞાનને અંધકારમાંથી પ્રકાશમાં લાવવાનો કોઇએ યત્ન કર્યો નથી. ભરતખંડના ઇતિહાસની ખોટ જોઇને હાલ ઘણાકો હિન્દુસ્તાનના માણસોની ધર્મ સંબંધી કલ્પનાવાળા તરીકે ધિક્કારે છે. તેઓના કહેવા પ્રમાણે ભરતના પ્રાચીન માણસો ઇતિહાસ લખી જાણતા નહોતા. ભારતમાં ઇતિહાસના પ્રમાણે ખરો બનાવ કોઇ વેળાએ રચાયો નથી. સઘળાઓ કેવળ કલ્પનામાં નિયુક્ત થઇને પોતપોતાના ગ્રન્થો અદ્ભુત બનાવોથી પૂર્ણ કરતા આવેલા છે જેઓ એક વખતે સાહિત્ય, દર્શન વગેરેમાં જગતની આગળ પૂજા પામેલા હતા, હમણાં તેઓ ઇતિહાસ વિનાના કહેવાય છે અને સાધારણમાં નીચા પડે છે.

આખા સંસ્કૃત સાહિત્યમાં કેવળ રાજતરંગિણી નામનો કાશ્મીરનો એક ઇતિહાસ છે. ઇસવીસન ૧૨

મા શૈકાના વચલા ભાગમાં કહલન નામના પંડિતે એ ઇતિહાસનો આરંભ કર્યો હતો ત્યાર પછી બીજા લખનારાઓએ તે પૂરો કર્યો છે. આ કાશ્મીરનો ઇતિહાસ રાજતરંગિણીજ સંસ્કૃત સાહિત્ય-ભંડારનો અદ્વિતીય ઇતિહાસ છે. ત્યારે શું હિન્દુસ્તાનમાં ઇતિહાસના નામથી બીજા કંઈ ગ્રન્થ લખાયા નથી? આર્ય ઐતિહાસિકોનું કર્તવ્ય જ્ઞાન શું કેવળ કાશ્મીર દેશમાં વિસ્તારીત થઇને કાશ્મીરમાંજ લીન થયું? આ સવાલના જવાબમાં કહેવું જોઇએ કે કવિતા લખવાની પેઠે ખાસ બનાવ લખી રાખવાનો ઇતિહાસનો વિષય લખવાની રૂઢી પ્રાચીન ભારતમાં ચાલતી હતી. એ લખેલા વિષયો કાળે કરીને નાશ પામ્યા અથવા કીડા અને જન્તુઓના હુમલાથી નાશ થઇ ગયા છે.

આ મતને પુષ્ટિ આપવા માટે નીચે કેટલાંક પ્રમાણો આપવામાં આવે છે. અકબરનો પ્રસિદ્ધ વઝીર આબુયલ ફજલે પ્રાચીન ભારતનો એક ઇતિહાસ લખ્યો છે. આ વિષયમાં આવો સવાલ ઉઠી શકે છે કે આબુયલ ફજલે ક્યાંથી પોતે કરેલા ઇતિહાસનો વિષય એકઠો કર્યો હશે? એ શું તેના મગજથી ઉત્પન્ન થયો હશે? નહિ, ત્યારે શું ઇતિહાસ નામથી પહેલાના વિષયનો તેમાં સંગ્રહ છે? જો આબુયલ

ફ્જલનો ઇતિહાસ ખરો હોય તો એ જરૂર કબૂલ કરવું પડશે કે આબુલ ફ્જલ પહેલાંની હિન્દુ જાતિના ઇતિહાસ લખનારાઓની પાસેથી પોતાનો સઘળો હિન્દુસ્તાનનો વિષય એકઠો કરવો જોઇએ. ભારતમાં ઇતિહાસ લખવાની રીત જો ન હોત તો આબુલ ફ્જલનો ઇતિહાસ બનત નહિ.

ઈ. સ. ૧૭૦૦ માં પ્રારંભમાં એક પ્રસિદ્ધ ચીનનો બુદ્ધસન્યાસી હિન્દુસ્તાનમાં મુસાફરીએ આવ્યો હતો. તે મુસાફરનું નામ હિઊયેન્થસાં હતું. પવિત્ર બૌદ્ધ તીર્થ દર્શન, પવિત્ર બૌદ્ધ ધર્મ ગ્રન્થનો સંગ્રહ અને પવિત્ર સંસ્કૃત ભાષા શીખવા વગેરે ભારતમાં આવવાનો તેની મુખ્ય મતલબ હતી. પોતાનો મૂળ ઉદ્દેશ પૂરો કરવા સારૂ હિન્દુસ્તાનમાં લગભગ ૧૫ વર્ષ સુધી રહ્યો હતો એ બૌદ્ધ મુસાફરે પોતાનું ભ્રમણ વૃત્તાન્ત ચીનાઇ ભાષામાં પ્રકટ કરેલું છે. તેનું ફ્રેન્ચ તથા અંગ્રેજીમાં ભાષાન્તરો થયાં છે તે જોવાથી ભવિષ્ય વંશીઓના અતીત જ્ઞાનનો રસ્તો ઘણો ખરો સાફ કરી નાખ્યો છે. આ મુસાફરીનાં વૃત્તાન્તમાં અમે હિન્દુસ્તાનના ઇતિહાસનો દેખાવ જોઇએ છીએ. હિયોન્થસાંગે લખ્યું છે કે હિન્દુસ્તાનમાં માણસ વિશેષના ઉપર દેવળ રોજના બનાવ લખવાનું સોંપવામાં

આવતુ હતું એ રોજનું વર્ણન નીલપીઠ નામથી પ્રસિદ્ધ હતું. ઘટનાવલીનું વર્ણુન ઇતિહાસના શિવાય બીજું કંઇજ નહોતું. તેથી નીલપીઠ ઇતિહાસના નામથી સંપૂર્ણ યોગ્ય ગણાય. હિયોન્થસાડે વર્ણુન કરેલું નીલપાઠના વિષયપર અમે સ્પષ્ટ સમજી શકીએ છીએ કે ભારતખંડમાં ઇતિહાસ લખવાની રીતિ ચાલતી હતી અને હિન્દુસ્તાનના આર્યો કાવ્ય દર્શન વગેરેની પેઠે ઇતિહાસ પણ લખતા હતા.

ત્રીજું પ્રમાણ ચાંદ કવિનો પૃથ્વીરાજરાસો છે. જેણે યવનના હાથથી જન્મભૂમિની રક્ષા કરવા માટે પ્રસન્ન સલિલા દ્દષદ્વતીના કિનારે જીવન ત્યાગ્યું હતું. જે અવિચલિત અધ્યવસાય, અવિચલિત ઉદારતા અને અવિચલિત દેશ હિતૈષતા માટે સહૃદય સમાજમાં હૃદય પૂર્વક શ્રદ્ધા અને પ્રીતિની પુષ્પાંજલિ પ્રાપ્ત થાય છે, જેને વાસ્તે પવિત્ર ઇતિહાસનું આદરનું ધન તિરૌરી અતુલ પરાક્રમ હિન્દુજાતિનું પ્રધાન સમર ક્ષેત્ર જાણીને પ્રખ્યાત થયું છે. ચાંદ કવિએ તે હિન્દુકુલ–ગૌરવ હિન્દુરાજ ચક્રવતી પૃથુરાજનું વર્ણન કરીને પૃથુરાજરાસો રચ્યો છે. ચાંદ કવિનો રચેલો જે ગ્રન્થ કાવ્યથી ઓળખાય છે પરન્તુ ચાંદ કવિના ગ્રન્થને પણ એ પ્રમાણે ઇતિહાસ કહી શકાય. મનુષ્ય

વિશેષનું કામ જેમાં નિયમથી વર્ણન કરવામાં આવે તેને આજકાલના સમયમાં મોટા મોટા ઇતિહાસનો ભાગ કહેવામાં આવે છે તેથી ચાંદ કવિનો પૃથુરાજ રાસો કાવ્ય હોવા છતા પણ તે સંપૂર્ણ ઇતિહાસ છે તેમાં સન્દેહ નથી.

ફારબસે ગુજરાતનો ઇતિહાસ લખ્યો છે તેનું મૂળ આપણો પ્રાચીન ઇતિહાસ છે. તેથી તેણે તે પુસ્તકનું નામ રાસમાળા રાખ્યું છે. તે પુસ્તકમાં ઠેક ઠેકાણે પ્રાચીન ઇતિહાસ કર્ત્તાનાં વાક્યો લઇને તથા સંવત્ લઇને સિદ્ધ કર્યું છે કે પ્રાચીનકાળમાં ઇતિહાસો લખતા હતા. તેમજ હમણાં પણ ઠેક ઠેકાણે જૈનોના મંદિરમાં ઇતિહાસના રાસો મળે છે અને ફારબસે પોતાના રાસમાળામાં કૃષ્ણાજીની રત્નમાળાનો જ્યાં ત્યાં ઉતારો કર્યો છે તેના ઉપરથી જણાય છે કે પ્રાચીનકાળમાં ઇતિહાસ લખતો હતો.

ગ્રાંટ ડફે મરાઠાનો ઇતિહાસ લખેલો છે તેમાં તેણે જ્યાં ત્યાં મરાઠાના ઇતિહાસપરથી ઉતારા કર્યા છે. મરાઠાનો ઇતિહાસ લખતા હતા તેનાં પણ પુષ્કળ પ્રમાણો મળે છે. બખર નામના મરાઠી પુસ્તકોમાં ફક્ત ઇતિહાસજ લખવામાં આવ્યા છે. અને તેના આધારે ગ્રાંટ ડફે પોતાના મરાઠાનો ઇતિહાસ લખ્યો છે.

તેમજ કરનલ ટાડે રાજસ્થાનનો ઇતિહાસ રજપૂતોના પ્રાચીન પુસ્તકોના આધારે લખ્યો છે તે જગ જાહીર છે. આના શિવાય બીજા કેટલાક અંગ્રેજોએ આપણા દેશના ઇતિહાસપરથી લખ્યા છે તેનાં પ્રમાણ સ્વરૂપ અહિં એક કુશળ લખનારના પુસ્તકમાંથી ઉતારો આપીએ છીએ–

It is not correct to say, that the Hindus never compiled history, particularly since the Mohammedan conquest. The literature of the south abounds with local histories by Hindu authors. Mr. Stirling found various choronicles in orissa; and Col Tod has met with equally abundant materials in Rajputana. The history of Cashmir (Rajtarangina) has been brought down, by a succession of Hindu authors, from the remotest ages to the reign of Akbar and an account of Akbar's reign is the work of a Hindu (Horace Hayman Wilson.)

"હિંદુઓએ કદી ઇતિહાસ લખ્યા નથી એ ખરૂં થઈ શકતું નથી. વિશેષ કરીને મુસલમાનોના રાજ-કાળથી લઇને હિંદુઓએ પુષ્કળ ઇતિહાસ લખેલા મળે છે. દક્ષિણના સાહિત્યમાં હિન્દુ ગ્રન્થકારોનો તે સ્થળના ઇતિહાસ છે. મિ. સ્ટાલિંગે પણ ઓરીસા દેશના ઘણાક ઇતિહાસ મેળવીને પોતાનો ઇતિહાસ પ્રકાશ કર્યો હતો. કરનલ ટાડે પણ રજપૂતાનાના ઇતિહાસમાં આવી ઘણીક રીતે ઐતિહાસિક ઉપકરણ સામગ્રી સંગ્રહ કરી હતી. કાશ્મીરનો ઇતિહાસ રાજતરંગિણી પણ અતિ પ્રાચીનકાળથી બાદશાહ અકબરના રાજત્વ સુધી ઘણાક પ્રખ્યાત હિન્દુ ગ્રન્થકારો તરફથી શીલશીલાબંધી લખ્યો છે."

આના ઉપરથી જે અંગ્રેજો કહે છે કે હિંદુસ્તાનનો ઇતિહાસ નથી તે કેમ ખરૂં થાય?

પ્રાચીન ઇતિહાસ સ્થાનીય વિષય લખવાનો ભાર રાજ્યશાસન સંબંધી કારભારીઓના ઉપર રહેતો હતો અને એ રાજ્યશાસન સંબંધી કાગળપત્રોમાં રહેતા હતા. સમયના ફેરફારથી એક રાજ્યના પછી બીજું રાજ્ય સ્થાપ્યું, એક હુમલાના પછી બીજા હુમલાથી એ સર્વ વિષય નાશ પામ્યા, આવી રીતે વારંવાર રાજની અદલાબદલી અને પારકા દેશના માણ

સોના પારંવાર હલ્લાથી રાજ્યશાસનના બીજા કાગળો ની જોડે ઉપર લખેલા બનાવોનો નાશ થયો.

જો કોઈ આ યુક્તિના ઉપર અનાસ્થા દેખાડે તો તેથી પણ તાદૃશ ખેદનો વિષય નથી. કારણ કે યૂરોપ હમણાં પોતાનો સુધારો કરવાનું અભિમાન અને પંડિતાઇનો દાવો કરે છે તેની પણ કેટલીક શદીની પહેલાં તે યૂરોપમાં ઇતિહાસની હાલત કેવી હતી? જે ખરા ઇતિહાસમાં દાખલ છે તે કેવળ ગઈ શદીથી યૂરોપમાં જાણવામાં આવ્યું છે.

સુપ્રસિદ્ધ ફ્રેન્ચ વિપ્લવના બનાવથી યૂરોપિયનની માનસિક વૃત્તિની ઉત્કર્ષતા થઈ એ ઉત્કર્ષથીજ યૂરોપમાં ખરા ઇતિહાસની ઉત્પતિ થઈ. જ્યારે અઢારમી સદીના સુધારાનો અભિમાન કરતા યૂરોપમાં બાલ્યલીલા તરંગમાં ડોલાં ખાતો હતો, ત્યારે બહુ પ્રાચીન આર્યો તે વિષયમાં અનભિજ્ઞતા દેખાડે તો તેમાં મોટા અપમાનનો વિષય નથી.

---

## પ્રકરણ ૪ થું.

### હિંદુસ્તાનનો ઇતિહાસ રાખવાની સામગ્રી.

આપણી પહેલાંની અને હાલની સ્થિતિમાં મોટા-

"હિંદુઓએ કદી ઇતિહાસ લખ્યા નથી એ ખરૂં થઈ શકતું નથી. વિશેષ કરીને મુસલમાનોના રાજ-કાળથી લઇને હિંદુઓએ પુષ્કળ ઇતિહાસ લખેલા મળે છે. દક્ષિણના સાહિત્યમાં હિન્દુ ગ્રન્થકારોનો તે સ્થળના ઇતિહાસ છે. મિ. સ્ટાલિંગે પણ ઓરી-સા દેશના ઘણાક ઇતિહાસ મેળવીને પોતાનો ઇતિ-હાસ પ્રકાશ કર્યો હતો. કરનલ ટાડે પણ રજપૂતા-નાના ઇતિહાસમાં આવી ઘણીક રીતે ઐતિહા-સિક ઉપકરણ સામગ્રી સંગ્રહ કરી હતી. કાસ્મીરનો ઇતિહાસ રાજતરંગિણી પણ અતિ પ્રાચીનકાળથી બાદશાહ અકબરના રાજત્વ સુધી ઘણાક પ્રખ્યાત હિન્દુ ગ્રન્થકારો તરફથી શીલશીલાબંધી લખ્યો છે.'

આના ઉપરથી જે અંગ્રેજો કહે છે કે હિંદુસ્તાનનો ઇતિહાસ નથી તે કેમ ખરૂં થાય?

પ્રાચીન ઇતિહાસ સ્થાનીય વિષય લખવાનો ભાર રાજ્યશાસન સંબંધી કારભારીઓના ઉપર રહેતો હતો અને એ રાજ્યશાસન સંબંધી કાગળપત્રોમાં રહેતા હતા. સમયના ફેરફારથી એક રાજ્યના પછી બીજું રાજ્ય સ્થાપ્યું, એક હુમલાના પછી બીજા હુમલાથી એ સર્વ વિષય નાશ પામ્યા, આવી રીતે વારંવાર રાજની અદલાબદલી અને પારકા દેશના માણ

પુસ્તકો નીકળ્યાં તે ઘણું કરીને સારાં થયાં. તેમાંના રા. સા. વિશ્વનાથ નારાયણ મંડલિકે કરેલો હિન્દુસ્તાનનો ઇતિહાસ છે. પણ આ ઇતિહાસ અંગ્રેજી ઇતિહાસનુંજ ભાષાન્તર છે તેથી સર્વ પણ વિશ્વસનીય માનતા આવડતું નથી. ગુજરાતીમાં રાસમાળા, મરાઠાનો ઇતિહાસ, મોરિસનો ઇતિહાસ વગેરે નીકળ્યા છે. હમણાંની આપણી સ્થિતિ જ્ઞાનના સંબંધમાં પહેલાં કરતાં ઘણી સારી છે. એ કોઈપણ કબૂલ કરશે. કેવળ ગુજરાતીનો અભ્યાસ જો કે પહેલાંના જેટલો હાલમાં થતો નથી તોપણ અંગ્રેજી તથા સંસ્કૃતનો અભ્યાસ ઘણો વધ્યો છે. યુનિવર્સિટીમાં દરવર્ષે જે ગ્રાજ્યુએટ તૈયાર થઇને નીકળે છે તેમાંના કેટલાકોએ ઇતિહાસ ઉપર વિશેષ લક્ષ આપેલું હોય છે તથા તેથી તે વિષયમાં એમ. એ. થયા છે તેણે એ વિષય ઉપર ઘણુંજ અવલોકન કરેલું હોય છે. તો એવા માણસો સાધારણતઃ આપણામાં ઇતિહાસાદિ કહીએ તો તે કંઈ ખોટું થનાર નથી. એ લોકોએ જો ઇતિહાસના ગ્રન્થો કરવામાં કમ્મર બાંધી હોત તો આટલામાં ગુજરાતી ભાષામાં સારો ઇતિહાસ થયો હોત અને વિદ્યાર્થિયોને ભાષાન્તરોમાં હાથ નાંખવા પડત નહિ. આપણામાં

માં મોટો અન્તર પડ્યોછે તે હાલ ઘરડા ને નાનાથી મોટા સુદ્ધાં જાણે છે. અંગ્રેજ લોકોનો પ્રવેશ આપણા દેશમાં થયો ત્યારથી પહેલાં કેટલાંક વર્ષ સુધી જ્યાં ત્યાં સ્વસ્થતા રાખવામાં ગયા અને સર્વત્ર શાન્તતા થવા પછી તેઓએ આપણા લોકોને જ્ઞાન મેળવી આપવા માટે ગુજરાતી અને અંગ્રેજી નીશાળો કાઢી. આપણી પ્રાચીન શિક્ષણ પદ્ધતિમાં ફેરફાર કરીને તેમાં નવી પદ્ધતિનો આરંભ કર્યો, અને વિદ્યાની જેથી મીઠાસ લાગે એવા ઉપાયો યોજ્યા. એવી વખતે આપણે કેવળ બીજાના ખોબાથી પાણી પીનારા હતા તેમાં કંઈ નવાઈ નથી. ઇતિહાસ, ભૂગોળ, ગણિત વગેરે વિષયનું જ્ઞાન આપણું મૂળથીજ ઓછું તે વિષય ઉપર આપણામાં હમણાં જેવાં પદ્ધતિનાં પુસ્તકો ક્યાંથી હોય? એથી તે વેળાએ એટલે અંગ્રેજ ગ્રન્થકારના ઉપર અવલંબીને રહેવું પડ્યું. હળવે હળવે અંગ્રેજી શીખીને જ્યારે આપણા લોકો કંઇક તૈયાર થયા ત્યારે તેમાંના કંઈક દેશાભિમાની માણસોને આ ઓછાપણું ન સહન થવાથી તેઓએ અંગ્રેજી ઉપરથી ભાષાન્તર કરીને ગુજરાતી ગ્રન્થો કરવાનો યત્ન કર્યો. ઉત્સાહથી કરેલાં કામો ઘણું કરીને સારાં થાયછે, તેથી તે વેળાએ જે જે

થી એટલુંજ નહિ પણ ઉત્સાહ નથી, એથી સારો ઇતિહાસ હજી સુધી આપણા લોકોમાં વાંચવાને મળતો નથી. અને જે પ્રયત્ન થયેલો છે તે બધા અંગ્રેજીને આધારે થયો છે. કોઇએ ખાસ શોધ કરીને કરેલો દીઠામાં આવતો નથી. જો કે ડા. ભંડારકર Early History of the Deccan, ડા. રાજેન્દ્રનાથ મિત્રે તેમજ બાબુ રમેશચંદ્ર મિત્રે કેટલાંક ઇતિહાસનાં પુસ્તકો અંગ્રેજીમાં કાઢયાં છે પણ તે નીશાળમાં ચાલતાં નથી. ઉપર જે આપણા લોકોની અનાસ્થા દેખાડી છે તેનું મૂળ કારણ આપણા જુવાન ઇતિહાસજ્ઞને ગુજરાતી ભાષાનો તિરસ્કાર છે. તેમાં ગુજરાતી પુસ્તકોને હાથમાં લેવાં એ કેવળ અભડછત થયેલા પોતાને સમજે છે. આ તિરસ્કારથી ગ્રાજ્યુએટો પુસ્તકો ઘણાંજ થોડાં લખે છે તેમજ ગુજરાતી વાંચક વર્ગ પણ જોઇએ તેટલી મદદ આપતા નથી તેથી પુસ્તકો નીકળતાં નથી. પણ ગ્રાજ્યુએટ જો કંઈ લખે અને સરકાર યોગ્ય મદદ કરે તેમજ વાંચક વર્ગ પણ બનતી મદદ કરે તો ઇતિહાસ થાય એમ છે તેથી વિનંતિ કરવામાં આવે છે કે અરસપરસ એકબીજાને મદદ કરીને ઇતિહાસની ખોટ પૂરી પાડવી જોઇએ.

ઇતિહાસની તૈયારી છે એવું નથી. આ વિષયપર નવા ગ્રન્થો કરવાને ઉપયોગી સાધનની પણ સિદ્ધતા છે. આપણામાં પહેલા ઇતિહાસના ગ્રન્થો હતા કે નહિ તે સન્દેહ છે તે છતાં રાસાઓ તથા ચારણોના ચોપડાઓ કવિતા લખી રાખવાની ચાલ હતી. જેમ ફારબસે આપણા રાસો ઉપરથી રાસમાળા લખી છે તે પ્રમાણે એક ઇતિહાસ લખવાની સારી સામગ્રી છે. તેમજ સ્વર્ગવાસી ભાઉ દાજી, ડાકટર ભગવાનલાલ ઇન્દ્રજી, ડાકટર રાજેન્દ્રલાલ મિત્ર વગેરે દેશીઓને આ વિષય ઉપર ઘણો શોક હતો. તેઓએ હિન્દુસ્તાનના ઇતિહાસની ઘણી સામગ્રી જ્યાં ત્યાં પ્રકટ કરી છે તેની તે સામગ્રી તથા ઈંડિયન એનટીકુવરી, એસિયાટીક સોસાઇટીનાં માસિક પુસ્તકો, મરાઠી કાવ્ય ઇતિહાસ સંગ્રહ તથા જૈનધર્મના ભંડારો ઇતિહાસ લખનારાઓને મોટા કામમાં આવે એમ છે. આવી રીતની બધી સિદ્ધતા હોવા છતાં આપણામાં કોઈ ઇતિહાસકર્તા નીકળ્યો નથી એ મોટી ખેદની વાત છે. આપણા લોકોની ઉદાસીન વૃત્તિ પહેલાંથી પ્રસિદ્ધ છે પણ તેમાંથી આવી રીતની બેપરવાઈ ઘણીજ ખેદકારક કહેવી જોઇએ. કારણ મૂળથી તૈયારી કરવી પડતી નથી તે છતાં ઇચ્છાનુ ન-

થી એટલુંજ નહિ પણ ઉત્સાહ નથી, એથી સારો ઇતિહાસ હજી સુધી આપણા લોકોમાં વાંચવાને મળતો નથી. અને જે પ્રયત્ન થયેલો છે તે બધા અંગ્રેજીને આધારે થયો છે. કોઇએ ખાસ શોધ કરીને કરેલો દીઠામાં આવતો નથી. જો કે ડા. ભંડારકર Early History of the Deccan, ડા. રાજેન્દ્રનાથ મિત્રે તેમજ બાબુ રમેશચંદ્ર મિત્રે કેટલાંક ઇતિહાસનાં પુસ્તકો અંગ્રેજીમાં કાઢયાં છે પણ તે નીશાળમાં ચાલતાં નથી. ઉપર જે આપણા લોકોની અનાસ્થા દેખાડી છે તેનું મૂળ કારણ આપણા જુવાન ઇતિહાસજ્ઞને ગુજરાતી ભાષાનો તિરસ્કાર છે. તેમાં ગુજરાતી પુસ્તકોને હાથમાં લેવાં એ કેવળ અભડછત થયેલા પોતાને સમજે છે. આ તિરસ્કારથી ગ્રાજ્યુએટો પુસ્તકો ઘણાંજ થોડાં લખે છે તેમજ ગુજરાતી વાંચક વર્ગ પણ જોઇએ તેટલી મદદ આપતા નથી તેથી પુસ્તકો નીકળતાં નથી. પણ ગ્રાજ્યુએટ જો કંઈ લખે અને સરકાર યોગ્ય મદદ કરે તેમજ વાંચક વર્ગ પણ બનતી મદદ કરે તો ઇતિહાસ થાય એમ છે તેથી વિનંતિ કરવામાં આવે છે કે અરસપરસ એકબીજાને મદદ કરીને ઇતિહાસની ખોટ પૂરી પાડવી જોઇએ.

ઇતિહાસને માણસના સુધારાનો પાયો કહેવામાં આવે તો કંઇ ખોટું કહેવાશે નહિ, અને લાખો વર્ષનો અનુભવનો લાભ માણસને કરી લેવાનું આજ એક સાધન છે. તેથી સઘળા સુધરેલા દેશોમાં ઇતિહાસ લખવાનો તથા વાંચવાનો ક્રમ જોરથી આરંભ થયલો છે. ઇંગ્લંડ, ફ્રાન્સ અને જર્મનીમાં હાલમાં સેંકડો ગ્રન્થકારોએ પોતાની શક્તિ તથા ચતુરાઇ ઇતિહાસ ઉપર વાપરી છે. તેમાં જર્મનોએ તો ઇતિહાસની વિદ્યા પૂર્ણ રીતે કહી મૂકી છે એવું કહેવામાં આવે તો તેમાં કંઇ હરકત નથી. સારા ઇતિહાસોનાં પુસ્તકો વાંચ્યાથી કેટલો લાભ થાય છે તે હમણાંજ ફ્રાન્સ દેશમાં ઈ. સ. ૧૬૮૫ ની રાજ્યક્રાન્તીનો ઇતિહાસ વાંચવામાં આવે તો તે લક્ષમાં આવશે. રાજાએ પ્રજાની ઘણીજ ખરાબી કરી હોય તો તેના રાજાનું કેવી રીતે અહિત થાય છે, નવો ધર્મ કેવી રીતે ઉત્પન્ન થાય છે તથા તે કેવી રીતે લય મે છે, કિયો ધર્મ ઘણા દહાડા સુધી ટકે છે; રાજ્યવ્યવસ્થા આ જેમ ઘર બાંધવું તેમ કાગળ તથા શાહીથીજ કેવળ રચાયા કે તેમાં બીજી કંઇ જરૂર છે. એક વખત લોકસમાજના બંધ તો છૂટી ગયા. આરબી નાઇટમાંનો રાક્ષસ જેમ વાસણનું મોં

હિવાડવા લાગ્યો તે પ્રમાણે લોક અવિચારથી કેવાં અનન્વિત કૃત્ય કરે છે; માણસ પોતાના બોલવાનો અર્થ બરોબર ન સમજતાં સારા નામથી ખરાબ કામો કેવી રીતે કરે છે, બેબંદબાદશાહીથી બાદશાહી કેવી ઉત્પન્ન થાય છે. વગેરે વિષય ફ્રાન્સની રાજ્યક્રાન્તીનો ઇતિહાસ વાંચ્યાથી વાંચનારને તેનું ભાન થાય છે તેમાં સંદેહ નથી, આવી રીતે જે ઇતિહાસથી ઘણા લાભ થાય છે તેનો સુધરેલા દેશમાં ઘણું માન છે તેમાં કંઇ નવાઇ નથી. ગ્રીસ ઇટાલી ઇત્યાદિ દેશ અજ્ઞાતાન્ધકારમાં મગ્ન હતો ત્યારે આપણા દેશે એક જાતની ઉન્નતિ કરી હતી, અને આખા જગતમાં તેની તુલના થવાની નથી એવા બનાવો થયા, બુદ્ધની બન્ધધર્મક્રાન્તિ આ એવીજ જાતનો બનાવ છે. જેટલા જૂના ગ્રન્થો પૃથ્વીપર બીજે ક્યાં પણ મળવા સંભવ નથી તેટલા જૂના ગ્રન્થો આપણા દેશમાં જેવાનેતેવા હજી સુધી રક્ષા પામેલા છે આ પણ ધર્મનો ઇતિહાસ લખનારને શું નાનોસુનો લાભ છે? યૂરોપમાં ફ્રાન્સ, ઇંગ્લંડ વગેરે દેશ જંગલી દશામાંથી બહાર પડવાનો યત્ન કરતા હતા ત્યારે પણ આપણા દેશમાં શું થોડી ઉથલપાથલ તથા રાજ-

ક્રાન્તિ થઇ હતી, એટલુંજ નહિ પણ હાલમાં ફિરંગી, ફ્રેન્ચ, અંગ્રેજોએ જે કંઈ આપણા દેશમાં કર્યું છે તેની બરોબર માહિતી આપ્યાથી શું તેનાથી ઓછો લાભ થનારો છે. સારાંશ હિંદુસ્તાનના ઇતિહાસ ઉપર ગ્રન્થ રચવાના વિષયનો કંઈ ટોટો નથી અથવા છે એમ પણ નથી, પણ કેટલાક વિષય ઉલટા ઇતિહાસકર્તાને અત્યન્ત આદરને પાત્ર થવા જેવા થાય છે એવું હોવા છતાં પ્રાચીનકાળમાં કદી પણ ઇતિહાસનો રોપો આપણી આર્યભૂમિ ઉપર રોપાયો નહિ અને હાલમાં પણ તેનો અંકુર જોવામાં આવતો નથી. આપણા પૂર્વજોએ ઘણીક વિદ્યાને જન્મ આપ્યો અને ઘણાઓએ સારી રીતે સંગોપાન કર્યું, પણ ઇતિહાસવિદ્યા તેઓના હાથથી ગઇ છે એવું કેટલાકો કહે છે. ઘણાક વિદ્વાનો આ બાબતનાં જૂદાં જૂદાં કારણો કહે છે; પણ આ દુર્દૈવની વાત ખરી ! સંસ્કૃત ભાષામાં ઇતિહાસ ઉપર ગ્રન્થ રચતા નથી એવું કહેવામાં આવે તો તે ખરૂં નથી. રાજતરંગિણી, ...મનો ઇતિહાસ, હર્ષચરિત, વિક્રમાંક દેવ ચરિત્ર, નવસાહસાંક ચરિત, યશસ્તલક, ગૌડવહ, બુદ્ધચરિત, કુમારપાળ રાસો, પૃથ્વીરાજ રાસો વગેરે બીજા દસ પંદર ગ્રન્થનાં નામ કહેવાઇ શકાય. પણ જેવો જે-

ઇએ તેવો સંસ્કૃતમાં ઇતિહાસ નથી. જે કંઇ મળે છે તે જીવનચરિત્ર છે. ત્યાર પછી મુસલમાનોની તરફથી ઇતિહાસ વિગતવારનો મળે છે. આમ છે તેથી ઇ. સ. ૧૨૦૦ વર્ષ સુધી હિન્દુસ્તાનનો ઇતિહાસ લખવામાં કેવળ શિલાલેખ તથા તામ્રપત્ર તેમજ શિક્કાના ઉપર અવલંબીને રહેવું જોઇએ. આપણા દેશના પ્રાચીન ઇતિહાસ લખવાનાં સાધનો નથી એવું પણ નથી. પણ આજ સુધી પશ્ચિમની વિદ્યાનો ફેલાવો થઇને ઇતિહાસ એટલે શું છે એ લોકોના જાણવામાં આવ્યું છે ત્યારથી કહેવા જેવો એક પણ ઇતિહાસનું પુસ્તક પ્રકટ થયું નથી. જો કે બાબુ રમેશચંદ્ર દત્ત, ડાકટર રાજેન્દ્રલાલ મિત્ર, ડાકટર રામકૃષ્ણ ગોપાલ, ભંડારકર, વગેરેએ હાલમાં કંઇક પુસ્તકો પ્રકટ કર્યાં છે. પણ તેમાં કેટલું ઓછાપણું જોવામાં આવે છે. અંગ્રેજ ગ્રન્થકારોએ હિન્દુસ્તાનના ઇતિહાસ ઉપર ઘણાજ ગ્રંથો રચ્યાં છે; તેમજ આપણા લોકોએ આ ઇતિહાસનાં ભાષાન્તરો કરીને તરસ છુપાવી છે. જ્યાં સ્વદેશના ઇતિહાસની આ દશા છે ત્યાં પરદેશના ઇતિહાસ ઉપર મનોરંજક ગ્રન્થ હોવા એ કેટલો સંભવ છે એ ખુલ્લું જ દેખાય છે. અંગ્રેજ ગ્રન્થકારોએ તો વિશેષ કરીને તેનો પગ હિન્દુસ્તા-

નમાં પડ્યો ત્યારથી ઇતિહાસના ઉપર મહેનત લી-
ધેલી છે, અને તેમાં ઘણાં કારણોથી વિશેષ યશ મ-
ળ્યો છે. એમ પણ નથી એક તો અહિંની રીતભા-
ત, પહેલાંના લેખો, ખાનગી કારસ્થાનોની માહિતી
તેઓને જોઇએ તેવી મળવાની અડચણ હતી, તેના
શિવાય આપણી ભાષાનું માર્મિક જ્ઞાન ન હોવાથી
જે લેખ તેઓને મળ્યા તેનો ઉપયોગ તેઓને સારો
કરતાં આવડ્યો નહિ. અંગ્રેજોના સંબંધી માહિતી
માત્ર તેઓને વિપુલ અને સુગમ હતી; પણ જે પ્ર-
કરણ વિષય લખવામાં ઇતિહાસકર્ત્તાને જરૂરની જે
સમદૃષ્ટિ જોઇએ તેટલી અંગ્રેજ ઇતિહાસકારમાં છો-
ડવાનો સંભવ છે. ઘણુંકરીને દેશાભિમાનથી જ્યાં
ત્યાં પોતાના લોકોના વખાણ કરવામાં મશગુલ થયા
છે, અને અંગ્રેજોના ખરાબ કામને ન્યાયત્વ આણ-
વાનો તેઓએ યત્ન કર્યો છે. મેકાલે વારન હેસ્ટિં-
ગ્યાસના જેવા માણસને કેવી ખુબીથી હાથ આપ્યો
તે વાંચનારને માલમ જ હશે. ન્યાયમૂર્તિ
રંડસ જેમ્સ સ્ટિફને નવું પુસ્તક પ્રસિદ્ધ કરીને વા-
રન હેસ્ટિંગ્સનું વર્ત્તન ધોબીના જેવું ચોખુ કરી મૂ-
ક્યું છે. વળી કોઇ ગ્રંથકારો નીકળીને કદાચિત્ ખોટા
કરારનામાનાં દૂષણો સહજ કાઢશે તેની ખાતરી શી?

સારાંશ હજી સુધી હિન્દુસ્તાનનો ઇતિહાસ એટલે શૂન્ય જ છે એવું કહેવામાં આવે તો કંઇપણ ખોટું નથી; અને જે સારા નરસા ગ્રંથો અંગ્રેજીમાં આ વિષય ઉપર છે, તેનો લાભ પણ ગુજરાતી વાંચનારાઓને થવાનું સાધન નથી આ દુઃખકારક છે. આજકાલ નીરસ અને જોડેલી વાર્ત્તાનાં સેંકડો પુસ્તકો નીકળે છે; પણ ઇતિહાસનાં પુસ્તકો લખવામાં કોઇ પણ હિમ્મત ધારતા નથી. એનું કારણ શું હશે તે સમજાતુ નથી. આ વિષય ઉપર ગ્રન્થ રચવામાં સારી વિદ્વતા અને વિપુલ માહિતીની મદદ જોઇએ ખરી; પણ આ સાધનો આપણને તદ્દન દુર્મિળ છે એવું નથી. દુર્દૈવથી ઇસવીસનના પહેલા ૧૦૦૦ ૧૨૮૦ સુધી ઇતિહાસ લખવાનાં ઘણાંજ થોડાં સાધનો છે એ વાત ખરી છે. હમણાજ એક અંગ્રેજી પત્રમાં એવું લખેલું વાંચવામાં આવ્યું છે કે બીજા દેશના શિલાલેખ તામ્રપત્રો ઇત્યાદિના સાધારણ ઇતિહાસમાં ન આવનારી એવી બારીક માહિતી મેળવીને તેના યોગથી ઇતિહાસનુ ખરૂં ખોટાપણું કોઇક રીતે કાઢી શકાય છે; પણ હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ જે લખવા ઇચ્છે તેને કેવળ આ કૃત્રિમ સા ઉપર અવલંબીને રહેવુ જોઇએ. પણ આ

સાધનની આ ઇમારત બાંધવી એ કેવળ અશ્યક્યછે એમ નથી; આ વિષય ડા. ભાંડારકર તથા ભગવાનલાલ ઇન્દ્રજીના પરિશ્રમથી ઉપરથી કંઇક લક્ષમાં આવશે. આપણા દેશનો પ્રાચીન ઇતિહાસ શિલાલેખના શિવાય બીજાં સાધનો નથી એ આપણું દુર્દૈવ છે ખરૂં; તથાપિ જે છે તે સાધનનો આપણા હાલના વિદ્વાનોએ તિરસ્કાર કરવો નહિ એવી અમારી વિનંતિ છે. શિલાલેખની લિપિ મોટી વિલક્ષણ હોય છે અને તે વિશેષ અભ્યાસ શિવાય વંચાઇ શકતી નહિ, એ વાસ્તે હિન્દુસ્તાનની સરકારે આ વિષયને ઉત્તેજન આપવા માટે પાંચ પાંચસો રૂપીઆના ઇનામ આપીને એપિગ્રામી આ વિષય યુનિવર્સિટીના પરીક્ષામાં નેમવો એવો ઠરાવ કર્યો છે. ખરેખર આવા મોટા વિષય ઉપર આટલી રકમ ખરચ કરવામાં કોઇને પણ ખરાબ લાગશે નહિ. આ પ્રાચીન ઇતિહાસના વિષય થયું. અર્વાચીન ઇતિહાસ લખવાના હિન્દુસ્તાનમાં સાધનો છે; પણ તેના ઉપર પણ જુ સુધી સ્વતંત્ર ગ્રંથો આપણા દેશમાં બિલકુલ થયા નથી. જુઓ મુસલમાની બાદશાહીનો ઇતિહાસ લખવાનાં શું થોડાં સાધનો છે? ફારસી ભાષામાં સેંકડો ઇતિહાસકર્તાઓએ નાનાપ્રકારની માહિ-

તી લખી રાખેલી છે. અબૂલ ફઝલ, બદાવની વગેરે ગ્રન્થકારોએ તો કેટલેક પ્રસંગે સાધારણ ઇતિહાસમાં નહિ મળે એવી મનોરંજક માહિતી આપી છે. પણ ફારશી ભાષાનો અભ્યાસ કરીને તે ગ્રન્થનો ઉપયોગ કોઇએ કરી લીધો છે? હાલમાં રા. રા. બાળાશંકર ઉલ્લાસરામે કંઇક કરવાનું માથે લીધું છે એ ખુશીનો વિષય છે. ઇલિયટે ઘણા ફારશી ઇતિહાસનું અંગ્રેજી ભાષાન્તર પ્રસિદ્ધ કર્યું છે પણ તેનો પણ આજ સુધી ઘણો ઉપયોગ થયલો ક્યાં પણ દીઠામાં આવ્યો નથી છત્રપતિ શિવાજી મહારાજ અને તેના વંશના ઇતિહાસથી મનોરંજ અને બોધી ઘણો થશે એટલુંજ નહિ પણ દેશાભિમાનના અમૂલ્ય ગુણનો પરિપોષ થવાનું એક સારૂં સાધન છે; એવું હોવા છતાં તેનો ઇતિહાસ કહેવાય એવું એક પણ શું પુસ્તક તૈયાર થયું છે? સાત પેસવાનો ઇતિહાસ આપણને કેટલો પ્રિય થાય તેનો પણ કોઇએ ઇતિહાસ લખ્યો નથી. આપણા ગુજરાતના ઠેકઠેકાણે ઇતિહાસનાં સાધનો પુષ્કળ છે પણ આજ સુધી જેવો જોઇએ તેવો આપણા દેશી તરફથી લખાયલો નથી. તાત્પર્ય ઇતિહાસ લખવાનો હજી સુધી આપણામાં આરંભ જ થયો નથી. એટલા માટે કુશળ ગ્રન્થકા-

રોને અમારી એટલી વિનંતિ છે કે તેઓએ આ અ-ત્યુપયુક્ત વિષય ઉપર સારૂં અધ્યયન અને મનન કરીને નવા શોધો કરીને પોતાના દેશના ઇતિહાસ ઉ-પર સ્વતંત્ર ગ્રંથ રચના કરવાને ઉમંગ રાખવો, અને પરદેશના ઇતિહાસ ઉપર પુસ્તકો લખીને આપણા અનભિજ્ઞ દેશીઓને બોધામૃત પીવાડવું.

---

## પ્રકરણ પ મું.

### ભરતખંડના ઇતિહાસ લખનાર અંગ્રેજોની ભૂલ.

લગભગ એક સો વર્ષ થયાં સરવિલિયમ જૉનસ અને કોલબ્રુક હિન્દુસ્તાનનું અને સંસ્કૃત સાહિત્યનો પ્રાચીન ઇતિહાસ સંગ્રહ કરવામાં પ્રવૃત થયા હતા, પરન્તુ તેઓના વારામાં જે ઐતિહાસિક વર્ણન સંગ્રહ કરવામાં આવ્યું હતુ. એના પછી કેટલાક વિદ્વાનો યત્ન કર્યા છતાં પણ ખરા તત્વ શોધવાનો અને એકત્ર કરવામાં સમર્થ થયા નથી જોકે થોડુંક ઠેકઠેકાણે ત-પાસ કરીને કંઇક સત્ય શોધ્યું છે. બીજા ઘણાક વિ-ષયોની એક જાતની મીમાંસા થઇ હતી હમણા તે બધા સંશયમાં આવ્યાં છે. તેથી પ્રાચીન ભરતના ઇ-

તિહાસના સંબંધમાં સાધારણોનાં મન ધીરે ધીરે ઢલતાં જાય છે અને સંદેહથી ચલાયમાન થતાં જોવામાં આવે છે. કવિ કાલિદાસ જૉનસ અને કોલબ્રુકના મતથી સંવત્ સ્થાપનાર વિક્રમાદિત્યની વેળાએ હતો. ઘણું કરીને આપણા દેશના પંડિતોનો આવો જ મત છે. પરન્તુ એ વિષયમાં બીજા ત્રણ ચાર મતો પ્રકટ થયા છે. ડાકટર કાર્ન વગેરેના મતથી તે શકાદિત્યની સભાને ઉજ્વલ કરતો હતો. મુંબઇનો પ્રખ્યાત ડાકટર ભાઉદાજીના મતથી કાલિદાસ ચઉદમી શદીમાં થયો હતો. પરન્તુ એવેરે આપણા કવિને શોળમા શૈકામાં ઠરાવ્યો છે. એટલા માટે જ્યારે હિન્દુસ્તાનના સર્વથી શ્રેષ્ટ કવિનો સમય લઇને આટલો મતભેદ પડેલો છે ત્યારે બીજા બનાવના સંબંધમાં ખરેખરા સિદ્ધાન્ત ભરેલી બાતમી મેળવવી એ કંઇ સહેલું કામ નથી. વિશેષ કરીને જ્યારે યૂરોપિયન તત્વ જિજ્ઞાસુઓ એવી રીતે નિષ્ફળ થાય ત્યારે આપણા દેશના પંડિતોને પણ કંઇ ચારો મળતો નથી.

સંસ્કૃત સાહિત્યના ઇતિહાસની આવી દુરવસ્થા થવાનાં કેટલાંક કારણો છે. તેની શોધ કરવી જોઇએ. હિન્દુસ્તાનના રહેવાસીઓ સર્વદા જેવા પરલોક પરાયણ છે તેવા ઐહિક ચિન્તામાં તત્પર નથી. એ વાસ્તે

આપણા દેશમાં પરલોકનાં વૃતાન્ત અને દેવદેવીનાં ચરિત્રો જેટલાં મળે છે તેટલાં બીજા કોઇ દેશમાં દીઠામાં આવતાં નથી. વળી બીજી પ્રાચીન સુધરેલી જાતિએ પોતાનાં દેશનો જેટલો ઇતિહાસ લખી રાખેલો છે તેનાથી સોમો ભાગ પણ આપણા દેશીઓએ લખી રાખ્યો નથી. ઇતિહાસ ગ્રન્થ સંબંધમાં હિન્દુસ્તાનની આ અનુપમ ગરીબાઇએ દૂર કરવી ઘણી મુસ્કેલ છે. તે કંઇક પૂરો કરવાની મતલબથી યૂરોપિયનો તેમજ આપણાં કેટલાક વિદ્વાનો સંસ્કૃત સાહિત્યનો ખરો ઇતિહાસ લખવામાં પ્રવૃત્ત થયાં છે અને કેટલાકોએ કંઇક પ્રકટ કર્યો છે. સંસ્કૃત સાહિત્ય સમુદ્રના પ્રમાણે અગાધ અને પાર પડવો મુસ્કેલ છે. તે સાહિત્ય સાગરનું મથન કરીને જૉન્સ; કોલબ્રુક, મોક્ષમૂલર, રમેશ ચંદ્ર દત્ત, રાજેન્દ્રલાલ મિત્ર, ભાઉ દાજી, રામકૃષ્ણ ગોપાળ ભંડારકર, ભગવાનલાલ ઈન્દ્રજી વગેરે સત્પુરુષોએ અનેક અપૂર્વ અને ઉપયોગી વસ્તુનો સંગ્રહ કર્યો છે. પણ તે સર્વ જ્યાં ત્યાં કેયલા અને કેટલોક શીલશીલાબંધ છે પણ નાના પ્રકારના કારણોથી હજી તેમાં ઐતિહાસિક જીવન નખાવ્યું નથી. અપકત્ર ગ્રાહિતા તે સઘળાં કારણોમાં એક મોટું કારણ છે. સંસ્કૃત સાહિત્યની નાનાપ્રકા-

રની શાખાઓ છે તેનો એક ભાગ વાંચીને બધા વિ-
ષય ઉપર પોતપોતના મતો પ્રકટ કરવા ખોટ
ઘણાકો ઉત્સુક હોય છે, તેનાથીજ અપક્વ અને પાકું
સિદ્ધાન્તાદિનું વધારેપણું નજરે પડેછે.

સંસ્કૃત જાણનારાઓમાં એક બેકના વચ્ચે અ-
સહન શીલતાનું બીજું કારણ છે. સઘળાઓ બી-
જાએ સ્થાપેલા મતો ખંડન કરવા અને એક નવો
સિદ્ધાન્ત કરવાનો યત્ન કરે છે, પરન્તુ વિચાર કરીને
જોતા નથી કે તેનો પોતાનો સિદ્ધાન્ત સામેના પક્ષ-
ના સિદ્ધાન્તના કરતાં વધારે પ્રમાણવાળો છે કે નહિ,
આવી રીતે નિરન્તર પહેલાનો મત ખંડન અને નવો
મત સમર્થ ન થતો આવે છે. તેનાથી સંસ્કૃત સા-
હિત્યનો ઇતિહાસ ધીરે ધીરે શુદ્ધ ન થતાં ઉલટો
ગુચવાડામાં આવતો જાય છે. રામાયણ ઇશુખ્રિસ્તના
પછી રચાયલું છે; રામચરિત્ર ભારતના પછી થયલુંછે,
કવિ કાલિદાસ અને કાશ્મીરનો રાજા માતૃદત્ત બેઉ
એક માણસ છે, ભાગવદ્ગીતા બાઇબલથી થઇ છે.
ઇત્યાદિ સિદ્ધાન્ત સઘળા બીજાનું અસહનશીલતાના
દૃષ્ટાન્ત માત્ર છે. જો નવા મતો ઉત્પન્ન ન કરતાં
વિદ્વાનો સંસ્કૃત સાહિત્યની એક એક શાખાનો સાર
એકઠો કરવામાં મંડે તો ખરો ઇતિહાસનો માર્ગ ઘ-

ઘણાખરો સારો થાય અને અમ સિદ્ધાન્તનો આટલો બખેડો થવો સંભવનો નથી જનશ્રુતિના ઉપર એક સમય અનાદર કરીને પોતાના અનુમાન અને સંભવના ઉપર આધાર રાખ્યાથી ઘણાક આશ્ચર્ય અને હસવા જેવા સિદ્ધાન્ત પ્રકટ થયા છે અને થાય છે. સંસ્કૃત સાહિત્યના ખરા ઇતિહાસના લખવામાં આ ત્રીજી અડચણ તરીકે અમે બતાવીશું સઘળા દેશના પ્રાચીન ઇતિહાસો ઘણાખરા જનશ્રુતિના આધારે છે વિશેષ કરીને જે દેશમાં ઇતિહાસના ગ્રન્થો મળતા નથી, તે દેશનો પુરાવૃત્ત સંગ્રહ કરવો હોય તો જનશ્રુતિ એટલે કહેણીનો આશ્રય પકડવો જોઇએ. એટલા માટે હિન્દુસ્તાનનો ઇતિહાસ લખવા જતાં જનશ્રુતિનો અનાદર તથા ત્યાગ કરવો એ ઘણી મૂર્ખતાનું કામ છે તેમાં સંન્દેહ નથી. અમે આવું પણ કહેતા નથી કે જનશ્રુતિ સર્વદા ખરી હોય છે, અથવા યુક્તિ તથા સંભાવના વિરુદ્ધ થવાથી જનશ્રુતિને સર્વ પ્રકારે ગ્રહણ કરવી જોઇએ જનશ્રુતિના અનુકૂલમાં અમે કેવળ એટલું કહેવાને આગળ પડીએ છીએ કે ભરતખંડની પહેલાનું વર્ણન એકત્ર કરવા જતાં જનશ્રુતિનું મૂળ સમજવું જોઇએ, કેવળ અનુમાન અને કલ્પનાના ઉપર ભરોસો રાખવાથી ચા-

સનાર નથી. તેનાથી જનશ્રુતિમાં વિચાર તથા પ્રસાધન થાય છે, પણ એની જગા ઉપર પૂર્ણ થવાની સંભાવના નથી. વેદશાસ્ત્રમાં માનવ જાતિનો અને ભરતખંડનો પ્રાચીન ઇતિહાસ કેટલોક સમાવેલો છે, તે વિદ્વાનોને અજાણ્યો નથી. પરંતુ તે વેદશાસ્ત્ર જનશ્રુતિની પીઠ ઉપર બેસાડીને શિષ્ય પરંપરાથી અને પુરુષ પરંપરાથી કેટલાક યુગ યુગાન્તર ચાલ્યા આવ્યા છે; પછી અન્તે લખાઇને સંહિતાના આકારમાં થઇ છે એ વાસ્તે વેદ સામાન્ય શ્રુતિ શબ્દથી ગણાય છે. એ સર્વ કારણથી અમે જનશ્રુતિનો આટલો પક્ષ લીધો છે. અમારો વિશ્વાસ એવો છે કે પુરુષ પરંપરા શ્રુતિના ત્યાગ કરવાથી હિન્દુસ્તાનનો ઇતિહાસનો પાયો કાયમ થશે નહિ.

હાલ આપણા દેશના ઇતિહાસનું અનુશીલન કરવું ઘણું આવશ્યક થઇ પડયું છે. જો કોઇ દેશના દુઃખથી દુઃખિત થઇને નિર્જનમાં બેશીને એક ટીપુ આંસુ પાડે, જો કોઇ જુલમ સહન કરનાર, પીડિત જન્મભૂમિનું સુખશાન્તિ વધારવાને યત્નવાન હોય, જો કોઇ મહાજનના મુખમાંથી નીકળેલા "जननी जन्म भूमिश्च स्वर्गादपि गरियसी" આ

વાક્યનો મર્મજ્ઞ થઇ સ્વદેશહિત માટે પોતાનો પ્રાણ ઉત્સર્ગ કરવા ઇચ્છે તો પહેલાં તેણે સ્વદેશનો ઇતિહાસ વાંચવો જોઇએ. સ્વદેશનો ઇતિહાસ ન વાંચ્યાથી તે સ્વદેશની વેદનાનું ખરૂં કારણ જાણવાને સમર્થ થઇ શકતો નથી. દુઃખનું ખરેખરૂં કારણ ન જાણ્યાથી ઔષધ આપવું નકામું થાય છે. સ્વદેશનું આગળનું જ્ઞાન અને તેની જોડે હાલના વિષયના જ્ઞાનનું સરખાપણું કરીને જે શોક સંતાપ દૂર કરવાનો ઉપાય છે તે ઉપાય પકડવો હોય તો સ્વદેશનો ઇતિહાસ વાંચવો જોઇએ.

બીજી રીતે સ્વદેશનો ઇતિહાસ વાંચવાની સાર્થકતા જોવામાં આવે છે. હાલ બ્રિટિસ સરકારની રાજનીતિના ઉપર આપણા દેશનું સારૂ નરતું આધાર રાખેછે તેથી હાલના વખતમાં સ્વદેશના સારા બનાવમાં પડવું હોય તો બ્રિટિશ રાજનીતિની જોડે ઓળખાણ મેળવવી જોઇએ મન લગાડીને સ્વદેશનો ઇતિહાસ ન વાંચ્યાથી બ્રિટિશ રાજનીતિની કુશળતા જણાશે નહિ.

સ્વદેશનો ઇતિહાસ વાંચવો જોઇએ ખરી, પણ જે ઇતિહાસ પરદેશી લખનારાઓના હાથમાં પડીને ખરાબ થયો છે, તેનું અનુશીલન કરવું જોઇએ. અંગ્રેજ ચિત્રકારના હાથથી ભારતનું ઐતિહાસિક ચિત્ર

ાંતો અરંજિત ક્યાંતો અતિરંજિત થઇ ગયું છે. અરંજિત તથા અતિરંજિત ચિત્રથી જેવો આલેખ્યનો ખરો ભાવ સમજાતો નથી. તેવા અતિ વર્ણિત તથા અવર્ણિત ઇતિહાસ વાંચ્યાથી ઐતિહાસનું જ્ઞાન પરિસ્ફુટ થતુ નથી. અંગ્રેજ ઐતિહાસિકોના હાથથી ભારતના ઇતિહાસમાં જે જે બનાવ લખ્યા છે તેનાં આ કેટલાંક દૃષ્ટાંત આપવામાં આવે છે.

મહે, સુયસ વગેરે અંગ્રેજ લખનારાઓએ સિરાજઉદ્દોલાને અંધકૂપ હત્યાનો સર્વથી મોટો નાયક ઠરાવ્યો છે. સિરાજઉદ્દોલા સેંકડો અપરાધથી અપરાધી થાઓ, જનમંડળમાં પ્રજાપીડક, પ્રજાઘાતક, જાણીને ધિક્કારને પામો, ઇતિહાસ લખનારની કઠોર કલમના મારથી તેનાં ચરિત્ર ઉપર ગમે એટલા ડાઘ પડો પણ સિરાજઉદ્દોલા અંધારી કોઠડીમાં અંગ્રેજોને મારવાના પાપમાં પાપી નથી. ન્યાયના પક્ષપાત વિનાનો વિચાર એ આરોપિત અપરાધથી તેને છૂટો કરશે.

તા. ૨૦ મી જુન ૧૭૫૬ માં અંગ્રેજોના હાથથી ફોર્ટ વિલિયમ કિલ્લો ગયો. કિલ્લો હાથ કરી લીધાથી હલાવેલ વગેરે ૧૪૬ અંગ્રેજો બંદીવાન થઇને સિરાજઉદ્દોલાની આગળ લાવવામાં આવ્યા. સિરાજે એ-

ડીમાંથી હાલવેલને છૂટા કરીને દૃઢતાની સાથે કહ્યું કે કોઇ પણ તેઓના એક વાળને પણ અડકવા પામશે નહિ. રાત્રે નવાબ સૂવાના ઓરડામાં ગયો તેના એક સેનાપતિએ એ અંગ્રેજ બંદીઓને ૧૮ ફીટ ચોરસ વાળી એક નાની કોટડીમાં પૂર્યા. જેઓએ અંધરૂપ હત્યાનો ઇતિહાસ વાંચ્યો છે તેઓએ કાળાગ્રહની બ્રિટિશ બંદીઓની દુરવસ્થા ઘણીખરી જાણી લીધી હશે. સખ્ત ઉનાળાની રાત્રે થોડી જગામાં ૧૪૬ માણસોની એકત્ર અવસ્થા કેવી ભયંકર હોય એ જાણવું કાંઈ સ્કેલ નથી.

કાળરાત્રી પ્રભાત થઈ અરુણ હસી ઉષાએ ધીરે રે જગત્ ઉદ્‌ભાસિત કર્યું નવાબના સેનાપતિએ કોટડીનો દરવાજો ઉઘાડયો. કેવો ભયંકર દેખાવ ! ૧૨૩ માણસો મરી ગયલાં નીકળ્યાં અને ૨૩ માણસો ફીકાં તવાયલાં શરીરનાં બહાર નીકળ્યાં. નવાબ આ બનાવના વિષય કંઈપણ જાણતો નહોતો. તે સેનાપતિના યમાં કિલ્લાને સાચવવાનો બોજો સોંપીને વિશ્રામ ભવનમાં આરામ કરતો હતો તેથી દોષનો ભાર બંદીવાનોને સાચવનાર સેનાપતિના ઉપર પડે છે. એવી જગાએ સિરાજઉદ્દોલાને દોષી કરવો વ્યાજબી નથી. સિરાજે અપરાધિને સજા આપી નથી એમાં જરૂર

તેની ભૂલ જોવામાં આવે છે. સિરાજઉદ્દૌલા સ-ર્વદા ખુશામદીઆમાં ઘેરાયલો રહેતો હતો. અમિતા-ચાર અને અતિ વિલાસમાં અને ખુશામતખોરોની સોબતમાં રહેવાથી તેનું હૃદય સમવેદના વિનાનું થઈ ગયું હતું તેથી જણાય છે કે સમવેદનાની ખોટથી તેણે બંદીઘાતક અપરાધીને સજા આપી નહિ હશે.

આ ઠેકાણે ઇંગ્લંડના રાજા ત્રીજા વિલિયમના વા-રામાં ગ્રેનકોરના હત્યાની જોડે અંધરૂપ હત્યાની સર-ખામણી કરવી એ ગેરવ્યાજબી નથી જો સિરાજે આ હત્યા કરી હોય, તો જે ઇંગ્લંડ સુધારાનું અભિમાન અને વિદ્વતાનાં અભિમાનમાં ફુલાય છે, પ્રાચ્ય વિષ-યની ચર્ચા કરે છે, તે ઇંગ્લંડનો રાજા આવો ભયંકર ન હત્યાના પાપમાં પાપી છે ત્યારે સિરાજ જો અંધ-રૂપ હત્યાના અપરાધમાં અપરાધી હોય તો તેને ભીન વિલિયમના કરતાં વધારે ઘાતકી કહેવો વ્યાજબી નથી.

બીજો બનાવ એ છે કે બીજીવારની શીખની લ-ડાઈ અને પંજાબ લેવું અંગ્રેજ લખનારાઓએ બીજી શીખની લડાઇનું કારણ દેખાડયું નથી. ઘણાકો એ કેવળ મુલતાનના શાસન કર્તા મૂળરાજના સામે થ-વાનું એક મોટું કારણ કહીને મુંગા બેઠા છે. પરન્તુ ખરી રીતે જોતાં શીખની બીજી લડાઈનાં કારણ બ-

લાવવામાં નીચેનાં કેટલાંક કારણો ધરવાં જોઇએ. ૧ લું મહારાજ રણજીતસિંહની વિધવા મહારાણી ઝિંદનને દેશનિકાલ કાઢવી, ૨ જું દિલ્લીપસિંહના વિવાહનો દહાડો મુકરર કરવામાં બ્રિટિશ રેસીડેન્ટની અસંમતિ, અને ૩ જું હાજરાના શાસન કર્તા સરદાર છત્રસિંહના પ્રત્યે ખરાબ વર્ત્તણુક ચલાવવી આ ત્રણ કારણથીજ બીજા શીખ યુદ્ધની ઉત્પત્તિ થઇ છે. આ શીખ લડાઇના પછી બ્રિટિશ સરકારે કોલકરારનો નિયમ તોડીને પંજાબને કબજામાં લીધું, બીજી શીખ લડાઇ પ્રબળ પરાક્રમ શીખજાતિના ઉપર અન્યાય આચરણનું ફળ અને પંજાબનો અધિકાર લેવો એ વાજબી ઠરાવીને પવિત્ર ઇતિહાસનું સન્માન નાશ કર્યું છે.

બીજો બનાવ અયોધ્યા કબજે લેવું, અંધકુપ હત્યા અને બીજી શીખ લડાઇના પ્રમાણે એ પણ ઘણાખરા અંગ્રેજ લખનારાની પક્ષપાતિ કલમના આઘાતથી ખરાબ કરીને હિન્દુસ્તાનના ઇતિહાસમાં જગા મેળવી છે. એ લખનારાઓના મતથી અયોધ્યામાં ઘણો જુલમ અને અન્યાય થતો હતો. લાર્ડ ડેલહૌસીએ નવાબ નાજીદઅલીને પદભ્રષ્ટ કરીને અયોધ્યા લીધું. પરન્તુ બિશપ હિવર, હારમાન, મેરીવેલ

વગેરેએ સ્પષ્ટ લખ્યું છે કે અયોધ્યામાં એવો કંઈ જુલમ નહોતો કે જેને માટે ઉપલું રાજ્ય લેવું વ્યાજબી ગણાય ઉલટું કંપનીના રાજ્યના કરતાં અયોધ્યા સારૂં ચાલતું હતું.

સઘળા અંગ્રેજ લખનારાઓએ હિન્દુસ્તાનના બનાવો આવા ખરાબ કર્યા છે તેમ નથી. ઘણાક લખનારાઓ પક્ષપાત વિનાના થઈ એ વિષયમાં ન્યાયને અનુસરીને પક્ષ પકડવામાં કંઇ ઓછાપણું રાખ્યું નથી. ભારત વર્ષ એ મહાપુરુષોની પાસે સર્વદાને માટે કૃતજ્ઞતાના પાસમાં બંધાએલું રહેશે.

ગમે તેમ હો પણ સર્વ રીતે સંપૂર્ણ અને પ્રમાદ વિનાનો સ્વદેશીનો ઇતિહાસ વાંચવો એ માણસોનું જરૂરનું કર્તવ્ય છે. સ્વદેશનો ઇતિહાસ વાંચ્યાથી મનમાં સ્વદેશના ઉપર ગંભીર હિતૈષણાની ઉત્પત્તિ થાય છે, અને ગંભીર સહૃદયતાનો આવિર્ભાવ થાયછે. વાલ્મીક, વ્યાસના પ્રમાણે કવિ, પાણિની, પતંજલિના પ્રમાણે વ્યાકરણી, અને ગૌતમ શંકરાચાર્યના પ્રમાણે ધર્મપ્રસાર કરનારાઓનું નામ મનમાં આવ્યાથી કિયા સહૃદય હિન્દુ આર્યનું હૃદય સ્વદેશ પ્રેમમાં પરિપૂર્ણ ન થાય? શા વાસ્તે એ મહાપુરુષોના ઇતિહાસ વાંચ્યાથી સમધુત ન થાય? પ્રાચીન આર્યો એક સમયમાં જગતના પૂ-

જવા યોગ્ય હતા. તેઓ કોમળ વિષયના, કોમળ સૌન્દર્યના સંભોગમાં લાગી રહેતા નહોતા, તેઓ કેવળ ભ્રમર ચુમ્બિત પ્રભાત કમળનો અંગ વિલાસ જોઇને અથવા કાવ્ય નાટકની ચર્ચા કરીનેજ કાળ ગાળતા નહોતા, તેઓ ગંભીર વિષયના ગંભીર વિચારમાં સર્વદા નિમગ્ન રહેતા હતા. તેઓનું હૃદય સર્વદા સુખ, દુઃખમાં, સંપદ, વિપદમાં આકાશને ભેદતા ગિરિવરના પ્રમાણે સદા ઉન્નત રહેતું હતુ. તેઓ સાહિત્ય વિજ્ઞાનાદિ શાસ્ત્રમાં અદ્વિતીય, સમરકૌશલમાં અદ્વિતીય અને ધર્મ નીતિમાં એક્કા હતા. એ સમયે ભારતવર્ષ આવી મહાતેજસ્વી, મહોત્સવ આર્ય પુરુષોની રહેવાની જગા હતી. એક સમય આવાં આર્ય તેજે, આર્યસાહસે, આર્યજ્ઞાનને ભરતખંડનો ગૌરવ વધાર્યો હતો.

હિન્દુ આર્યો દશ ગણવાની સંખ્યાના ઉત્પત્તિ કર્તા છે. હિન્દુ આર્યો ક્ષેત્રત્વ, ત્રિકોણમિતિ બીજગણિતના ઉત્કર્ષકારક છે. હિન્દુ આર્યગણ પ્રભાવતી વૈદ્યક વિદ્યાની પહેલાં ચર્ચા કરનારાઓ છે. આરબ અને ગ્રીસના લોકો હિન્દુ આર્યોની આગળથીજ ગણિતાદિશાસ્ત્ર શીખ્યા હતા. જે ગ્રીસથી યુરોપ આટલી ચઢતીએ પહોંચ્યું છે તેજ ગ્રીસ પ્રાચીન ભારતનો શિષ્ય હતો.

હિન્દુ આર્યગણ ગણિતાદિ શાસ્ત્રના પ્રમાણે યુદ્ધ વિદ્યામાં પણ કુશળ હતા. એક સમયે હિન્દુઓએ રણકૌશલ્યથી પૃથ્વીને ચકિત કરી નાંખી હતી. સાહિત્ય, દર્શન, યુદ્ધ વિદ્યા વગેરેમાં આર્ય હિન્દુઓ જેવા શ્રેષ્ઠ હતા, તેવા ધર્મનીતિમાં પણ શ્રેષ્ઠ હતા. શાક્યસિંહનો ધર્મભાવ આજ સુધી આખી પૃથ્વીમાં વર્ણન કરવા યોગ્ય થઇ રહેલો છે. રાજેશ્વર સ્નેહાસ્પદ પુત્ર અને બાલકાલથી સૌભાગ્ય-સંપતિમાં પાલિત થયા છતાં શાક્યસિંહે કેવળ ધર્મને માટે સર્વ ત્યાગ્યું, સર્વ પ્રકારની ઉદાસનતા, સર્વ જાતના વિષયનો ત્યાગ એ તેના જીવનનું અવલંબન હતુ. તેણે કમળના ઉપરના પાણી પ્રમાણે ક્ષણ સ્થાયિતા, વિજળીના ઝબકારાના પ્રમાણે સૌભાગ્ય-લક્ષ્મીની ચંચળતા અને પઇડાના આરાની પેઠે અદૃષ્ટનો ફેરફાર જાણીને સંસાર છોડી નિર્જન ગિરિકંદરમાં તથા નિર્જન અરણ્યમાં ચુપચાપ બેસી અનન્ત પદ મેળવવાની આશાથી અનન્ત શક્તિના ધ્યાનમાં નિમગ્ન થયો. આવો ધર્મભાવ જગતમાં અતુલ્ય અને અમૂલ્ય છે. શાક્યસિંહનો પ્રસાર કરેલો ધર્મ હાલ મધ્ય એશિયા છોડીને ચીનમાં પ્રસારિત થયો છે. હીમગિરિના શિખરો ઓળંગીને ટીબેટમાં પ્રવેશ કર્યો છે. ટૂંકામાં કામસ્કુટકના તુષાર ક્ષેત્રથી

સિંહલદ્વીપ સુધી ફેલાયો છે. એ ધર્મ વિસ્તાર કરનાર શાક્યસિંહ ભરતખંડનો સ્નેહાસ્પદ પુત્ર હતો.

પ્રાચીન આર્યોના ગ્રન્થ ઉપર નજર ફેંકો, તેમાં પણ આર્ય ગણુતો ધર્મભાવ દેદીપ્યમાન જણાશે. રામાયણ અને મહાભારતના રામચંદ્ર અને યુધિષ્ઠિર ધર્મ ભાવને માટે આજ સુધી સર્વની શ્રદ્ધા તથા ભક્તિની પૂજા પામતા આવેલા છે, એનાથી વધારે શું જોઇએ; આર્યહિન્દુઓની ધર્મનીતિ વિદેશીયોને પૂર્ણ આશ્ચર્ય કરી મૂકી હતી. પ્રખ્યાત ઐતિહાસિક એરિયન અને નામાંકિત મુસાફર હિઉએન્થસાંડે. ખુલ્લે અવાજે હિંદુઓને સત્યવાદી, ઉદાર સ્વભાવના કહેછે ભારતભૂમિ આવી વિદ્યા, તેજસ્વિતા અને ધર્મનીતિનું વિલાસ ક્ષેત્ર હતું.

આવો ભાઇઓ! એકવાર તે મનસ્વી આર્ય પૂર્વ પુરુષોના ચરણમાં પ્રણામ કરીએ; આવો એક વાર તે પૂર્વ પુરુષોની ધર્મનીતિની ચર્ચા કરીને ઉદારતા, સરળતા એકઠી કરવામાં યત્નવાન થઇએ; જ્યાં સુધી વિત્ર આર્ય લોહીનું છેલ્લું ટીપુ આપણા ફેફસામાં ઉ છે. ત્યાં સુધી આપણે પુર્વ પુરુષોના પ્રમાણે જીવનને શાન્તમય ઉત્કૃષ્ટ માર્ગપર આગળ પાડીએ.

---

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## ઇતિહાસ કેવી રીતે લખવા ?

વક્તાનું કર્તવ્ય સ્વમતનો બોધ ઉપજાવવાનું છે તેમ ઇતિહાસ લખનારનું કર્તવ્ય માણસ જાતના શિક્ષણ માટે સત્ય નોંધી રાખવાનું છે. ઇતિહાસનો મૂળ અને મુખ્ય ઉદ્દેશ તો આ છે કે જેમાંથી તત્સંબંધી ઘણા નિયમો ઘડી કઢાય આ ઉદ્દેશ જો બરાબર લક્ષમાં રાખવામાં આવે, તો ઇતિહાસ લખનારાઓ જે મોટી ભૂલોના ભોગ થઇ પડે છે તેવું બનાવાનો સંભવ ઘણોજ થોડો રહે ઇતિહાસનો હેતુ હમેશાં સત્યનીજ નોંધનો હોવાથી એક ઇતિહાસ કર્ત્તાને નિષ્પક્ષપાત સત્ય અને બરાબર ચોકસાઈ એ ત્રણ ગુણો જરૂર ધારણ કરવા જોઇએ. ઇતિહાસ લખે કે અયોગ્ય લખાણ કરવાની તથા ટીકાઓ કરવાની ટેવ બીલકુલ ગ્રહણ કરવી નહિ જોઇએ એણે પ્રતિસ્પર્ધિ મંડળો-માંથી એકના પક્ષકાર થઇ જવું અથવા એકજ પક્ષ તરફ મોહ દૃષ્ટિથી જોઇ તેનું અનુવર્ત્તન કરવું જોઇએ નહિ, પણ બની ગયલા બનાવો અને ચરિત્રો અ-ત્યંત શાન્ત અને કિંચિત પણ મોહ શિવાયની વૃ-ત્તિથી વિચારી પોતાનું કામ આરંભવું જોઇએ. વા-

ચકવર્ગની આગળ જનસ્વભાવનું અને કુદરતનું તાદૃશ્ય ચિત્ર દેખાડવું એ તેનું જરૂરનું કર્તવ્ય છે.

હવે આટલી વાત લક્ષમાં રાખવાની છે કે માત્ર સર્વ બનાવોની નોંધ ગમે તેવી સચતાથી કરવામાં આવી હોય તથાપિ નોંધતાં લખનારને ઇતિહાસનું ગંભીર નામ અપાઈ શકાતુ નથી; પણ એ નોંધ એવી હોવી જોઇએ કે ભૂત સમયના બનાવોનું આપણા સમયમાં અનુકરણ કરી બોધ સ્થાપિત કરવામાં સફળતા મેળવી શકે જે જે પ્રસંગોનું પ્રદર્શન અને ઉલ્લેખન એવી રીતનું હોવું જોઇએ કે તેમનું કારણ સાથે સંપૂર્ણ અનુસંધાન હોય તથા તેમના કાર્ય–પરિણામ–સુધી નિર્વટન નિશંક તથા નિયમાવૃત હોય, કારણ કે સુબુદ્ધિ અને જ્ઞાનશક્તિથી પ્રેરણા કરવી એ ઇતિહાસનો મોટામાં મોટો અને અગત્યમાં અગત્યનો હેતુ છે. મનુષ્ય જાતિને સર્વથા સ્વતઃ અનુભવ સર્વ વાતોનો હોઇ શકતો નથી અને એ ખોટ પૂરી પાડવા ઇતિહાસના લખનારાઓ હસ્તિમાં આવ્યા છે. ઇતિહાસ ઉપર બતાવેલા ગુણોના લખવા વાંચવાથી તેમાં સત્ય વિચાર દીર્ઘદૃષ્ટિ અને કારણ કાર્યનો અસ્ખલિત સંબંધ હોવાથી પોતે કરેલા અનુભવ જેટલુંજ જ્ઞાન મળે છે. જો કે સ્વાનુભવ

જેવોજ પ્રત્યક્ષ બોધ ઇતિહાસથી થવામાં કામ નિર્ગમન અને લખનારાઓના ભિન્ન વિચારોથી કંઇક ઓછાપણું રહે છે તથાપિ માણસના લાંબા લાંબા જીવનમાં જેટલા અનુભવ થઈ શકે તેના કરતાં ઘણીક રીતના અનુભવ ઇતિહાસ પુરો પાડે છે. જન સ્વભાવ ઉપર આપણા વિચારો અનિ વિસ્તારિત ખીલવવાનો તથા જન કાર્ય ઉપર આપણે યથાસ્થિત ન્યાય ધટાવવાનો બોધ કરવાનો જેનો કંઇ જન મનરંજનને માટે જેમ કલ્પનામાં આવે, તેમ લખાયલી એક વાર્તા નથી ઇતિહાસમાં ભવ્ય લક્ષણ ગંભીર્ય અને મોટું મન એ બેજ છે. એમાં કંઈ હલકા હલકા અલંકાર, વાકય રચનાનું અને વાણી ચાતુર્યનું ચાપલ્ય યથાયોગ્ય દેખાડવાની કંઈ જરૂર નથી. લખનારે તો પોતાની પછી થતી પ્રજાના શિક્ષણ અને બોધને માટે કેવળ પ્રસન્નવૃત્તિ ધારણ કરવી જોઇએ. પ્રથમ તો તેણે પોતેજ સર્વથા અધ્યયન કરવું જોઇએ, વિષય ઉપર પૂર્ણ રીતે વિચાર કરવો જોઇએ; અને આપણી તુલના શક્તિને ઉત્તેજક લેખ કરવો જોઇએ આપણી કલ્પના શક્તિનેજ સન્તુષ્ટ કરનાર લેખ કદાપિ નહિ કરવો.

આ ઉપરથી એમ નહિ સમજવું કે ઐતિહાસિક

લખાણુમાં કથા કથનનું અલંકાર અને દમામવાળું લખાણ નહિજ જોઇએ. ઇતિહાસમાં અલંકાર વાણી સૌન્દર્ય ઘણાજ ઉચ્ચ પ્રકારનું જોઇએ છીએ પરન્તુ અલંકારો સત્ય અને ઉદાર મનની સાથે સંકલિત થઈ શોભા આપનાર હોય તોજ ઇતિહાસનું ગાંભીર્ય અસ્ખલિત રહી શકે. આ ભૂષણો ઐતિહાસિક તાણી તોડીને ખોળી કાઢી ઉપયુક્ત કરવાં ઘટતાં નથી; પણ જે જે પ્રસંગોની એ નોંધ લે છે, તે લેતાં ઉદ્દિપ્ત થયેલા અન્તકરણના સ્વાભાવિક પ્રવાહમાંથી નીકળેલાં હોય ત્યારેજ ઇતિહાસનું ખરેખરૂં સ્વરૂપ તે દેખાડી શકે છે.

ઇતિહાસ રચનામાં કાળાનુક્રમ ગોઠવેલા પ્રસંગોની નોંધ ( Annals ) ચરિત્રો ( Memoirs ) અને જનવર્તણુકનાં વર્ણનો ( Lives ) એવાં ત્રણ પ્રકારના લખાણનો આવી જાય છે. આ ત્રણ પ્રકારો વિષય પ્રથમ જે ઇતિહાસ વિષય કહેવાનું તે કહીએ છીએ.

જેને ઇતિહાસ એ નામ આપવામાં આવ્યું છે તેના મુખ્ય બે પ્રકાર છે. એક કોઇ રાજ્ય અથવા સંસ્થાનની તેના અનેક પ્રકારના ચક્રભ્રમણોમાંથી
ળી આવેલી સવિસ્તર આદિથી અન્તસુધીની નોંધ

જેમકે બીબીનો રચેલો રોમનો ઇતિહાસ; અથવા તો કાલ પ્રવાહના અમુક ભાગમાં બનેલા અમુક એકજ બનાવની ઉપર પ્રમાણેની નોંધ જેવું આદિ અન્ત સુધી વર્ણન કરતાં સ્વતંત્ર એકજ બનાવ રૂપ થાય; જેમકે થુસીડાઇડીસે લખેલો પીલો પોનીશીઆના સંગ્રામનો ઇતિહાસ જે આખા ગ્રીસના ઇતિહાસનો એક ભાગ છે તથાપિ તેમાં બનેલા અનેક પ્રસંગોની સંકલનાથી જાણે સ્વતઃ ઉપર કહ્યા પ્રમાણેના ઇતિહાસજ હોય એવું ભાન કરાવે છે.

પોતાના વિષયનું યથાસ્થિત વર્ણન કરવા સારૂ ઇતિહાસ લખનારે લક્ષમાં રાખવું જોઇએ કે ઉદ્દેશિત કાર્ય અભગ્ન હોવું જોઇએ. એટલે કે તેના ઇતિહાસમાં ભિન્ન ભિન્ન અસંબદ્ધ ભાગોનું મિશ્રણ માત્ર કરવું નહિ જોઇએ, પણ સર્વ પ્રસંગોનું સંબંધવાળું વિવેચન થવું જોઇએ, જેથી મન ઉપર એવીજ અસર થાય કે આ સર્વ સમેલન એક કામમાં સમાપ્તિએ પહોંચે છે. આવો ઇતિહાસ જ્યારે તેના વાસ્તવિક સ્વરૂપમાં ચિત્રાયો હોયછે, ત્યારે તેની અસર કેટલી ઊંડી અને મહતા ભરેલી થાય છે, એની કલ્પના કરવી મુશ્કેલ પડે છે. પરંતુ આશ્ચર્યની વાત એ છે કે ઘણા ઐતિહાસિકો આ નિયમ સંપૂર્ણ

લખાણમાં કથા કથનનું અલંકાર અને દમામવાળું લખાણ નહિજ જોઇએ. ઇતિહાસમાં અલંકાર અને વાણી સૌન્દર્ય ઘણાજ ઉચ્ચ પ્રકારનું જોઇએ છીએ; પરન્તુ અલંકારો સત્ય અને ઉદાર મનની સાથે સંકલિત થઈ શોભા આપનાર હોય તોજ ઇતિહાસનું ગાંભીર્ય અસ્ખલિત રહી શકે. આ ભૂષણો ઐતિહાસિકે તાણી તોડીને ખોળી કાઢી ઉપયુક્ત કરવાં ઘટતાં નથી; પણ જે જે પ્રસંગોની એ નોંધ લે છે, તે લેતાં ઉદ્દિપ્ત થયલા અન્તકરણના સ્વાભાવિક પ્રવાહમાંથી નીકળેલાં હોય ત્યારેજ ઇતિહાસનું ખરેખરૂં સ્વરૂપ તે દેખાડી શકે છે.

ઇતિહાસ રચનામાં કાળાનુક્રમ ગોઠવેલા ( પ્રસંગોની નોંધ ( Annals ) ચરિત્રો ( Memoirs ) અને જનવર્તણુકનાં વર્ણનો ( Lives ) એવાં ત્રણ પ્રકારના લખાણનો આવી જાય છે. આ ત્રણ પ્રકારો વિષય પ્રથમ જે ઇતિહાસ વિષય કહેવાનું તે કહીએ છીએ.

જેને ઇતિહાસ એ નામ આપવામાં આવ્યું છે તેના મુખ્ય બે પ્રકાર છે. એક કોઇ રાજ્ય અથવા સંસ્થાનની તેના અનેક પ્રકારના ચક્રભ્રમણોમાંથી ળી આવેલી સવિસ્તર આદિથી અન્તસુધીની નોંધ

હોવાથી તેના અન્તરોત્તર પ્રસંગોમાં સંબંધનું ઐક્ય ઓછું જાળવી શકાય, પણ તે પ્રસંગો પોતે દરેક એક આખો ભાગ છે અને આખો ઇતિહાસ છે. અને આ પ્રમાણે એવો પ્રત્યેક પ્રસંગ છૂટો એ ઇતિહાસની માફક વર્ણવી શકાય અને તેની આગળના અને પાછળના પ્રસંગ સાથે સાંધી શકાય. દૃષ્ટાન્ત તરીકે જે દેશમાં એક રાજા રાજ્ય ચલાવે છે તેવા દેશનો ઇતિહાસ લખતાં દરેક રાજાના સત્યના ઇતિહાસનું ઐક્ય તેટલા ભાગમાં જળવાઇ રહેવું જોઇએ, એટલે કે એ રાજ્યની કારકીર્દીમાં કાર્યો શી રીતે ઉત્પન્ન થયાં, તેમની શી રીતે સ્થિતિ રહી તથા તેમનો લય ક્યારે થયો તેમનો સંબંધ અને સંબંધનું ઐક્ય તો બરાબર જળવાવુંજ જોઇએ. આ પ્રમાણે પ્રત્યેક રાજ્યનો જૂદો જૂદો ઇતિહાસ આખા

ક્ષમાં લેતા નથી. કાંતો મનરંજન કે કાંતો શિક્ષણ એમાંથી ગમે તે ઇતિહાસ વાંચ્યાથી પ્રાપ્ત કરવાનો હેતુ હોય તથાપિ ઉપર કહેલા નિયમ યુક્ત પ્રસંગો ઉત્તરોત્તર સંકલતાથી ચિત્તને જે આનન્દ થાય છે, તે તુટક તુટક નોંધ લેવાથી (જો કે અત્યંત અગત્યના હોય તથાપિ) થઇ શકશે નહિ ઐતિહાસિક લખેલા બનાવો હોય તથાપિ તેમાં સર્વ એકજ મધ્યબિંદુ આગળ વિરામ પામે એવી રચનાજ અપ્રતિમ નીવડે છે.

ઉપર વર્ણન કર્યા પ્રમાણે ઇતિહાસના બે ભાગછે, જેમને આપણે (૧) સામાન્ય ઇતિહાસ અને (૨) વિશેષિક ઇતિહાસ એવા સંકેત આપીએ તેમાં સામાન્ય ઇતિહાસમાં આગળ કહ્યા પ્રમાણે પ્રસંગોનો અન્તરોતર સંબંધ બહુજ સજજડ જાળવી ન રેખાય એ સ્વભાવિક છે, કારણ કે તેમાં કાળ ઘણોજ લાંબો હોય છે. જેના અગણિત પ્રજાઓનો અસ્તવ્યસ્ત થઇ ગયલો હોય છે. તેમાંથી ઘણીક પ્રજાઓનાં નિશાંનો પણ જણાતાં નથી. તોપણ અનુ-
...ી લખનારાઓ એક એક વચ્ચેનો સંબંધ ઘ-
... રીતે જાળવી રાખે છે. કારણ કે આવો ઇતિ-
...ાસ જો કે અનેક પ્રસંગોથી સંકલિત થઇ ગયલો

ચિન્હો દેખાવા માડ્યાં. અને આખરે પાણીમાં પરપોટા લય પામે તેમ અન્તની નિદ્રાવસ્થ થયું; આ સર્વ પ્રસંગોમાં અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર મહો પ્રસંગો બની ગયા છે. પરન્તુ આખા રોમન પ્રજાના ઇતિહાસ લખનાર લીવીને અને બીજા લખનારાને રાજ્યવિસ્તારના નિયમરૂપી આગળ બતાવેલો સંબંધ અને ઐક્ય જાળવી રાખતા, તથા પ્રસંગોને એક બીજાની જોડે સંબંધ બાંધવાનું સબળ સાધન મળ્યું છે. આ રાજ્ય નિયમ ઇતિહાસ સમુદ્રમાં સફર કરનાર લેખક નાવિકનું ધ્રુમંડળ છે. તે આધારે તે આડો અવળો ભમ્યા શિવાય અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર પ્રસંગોનું અવલોકન કરતો ચાલ્યોજ જાયછે.

આ ઐક્ય જાળવી રાખવાનો ગુણ પ્રાચીન ઐતિહાસિકોમાં પોલીબીયસે સારો જાળવ્યો છે. એના રોમના ઇતિહાસના પુસ્તક ત્રીજાના આરંભમાં એ લખે છે કે તે અવશ્ય ધ્યાનમાં લેવા યોગ્ય છે. તે કહે છે કે "મારો ઇતિહાસ ઘણા ભિન્ન ભિન્ન પ્રસંગોથી સંકલિત થયો છે. તથાપિ એ આખા ઇતિહાસમાં મારે તો એકજ વસ્તુ વર્ણન કરવાનું છે અને તે એ છે કે કેવાં કારણોથી અને કેવી રીતે આખી પૃથ્વીના દેશો રોમન અધિરાજ્યને તાબે થ-

જાણી શકીએ છીએ. આ પ્રમાણે સામાન્ય ઇતિહાસના પ્રસંગોની સંકલના એવી રાખવી જોઇએ કે પ્રસંગોની સાંકળ ગમે તેટલા દૂરવર્તીજ કારણો અને તેનાં પરિણામરૂપી અંકોડાથી સંધાયલી એકત્ર હોવી જોઇએ. ઉદાહરણ કે યૂરોપના ઘણા દેશોમાં ઘણા રાજાઓની એવી યુક્તિ ચાલીજ હતી કે પોતાના રાજ્યના અમીરોની સત્તા વધવા દેવી નહિ. આવી યુક્તિ લાંબા વખતથી ચાલતી આવતી હતી તેથી રાજાએ અમીરોની સભામાં સખત હાથ નાખતા હતા. અને ઘણા રાજાઓના સમયમાં ઘણાં ખરાં જોખમ ભરેલાં યુધ્ધો થયાં હતાં, પ્રજાએ પોતાના હક્ક માંગવા રાજાના સામી સવારી કરી હતી ઇત્યાદિ જે જે બનાવો બન્યા છે તેમનું કારણ માત્ર ઉપર લખેલી રાજાઓની યુક્તિ છે, બીજા કેટલાક દેશોમાં પ્રજાની સત્તા સબળ હતી અને રાજ્યનીતિમાં પ્રજાનો ભાગ બળવાન હતો. રોમન પ્રજાની રાજ્યનીતિનું વલણ એવું હતું કે તેમણે દેશ ઉપર દેશ જીતવા અને પૃથ્વીનું રાજ્ય મેળવવું—માત્ર આ જયનીતિ—રાજ્ય—યુક્તિને અનુસરીને પાછળથી જે ગંભીર કાર્યો થયાં, રોમન અધિ રાજ્ય સ્થાપ્યું તે લાંબા વખત સુધી પ્રકાશિત થયું, તેનાં અસ્તનાં

ચિન્હો દેખાવા માડ્યાં. અને આખરે પાણીમાં પર-
પોટા લય પામે તેમ અન્તની નિદ્રાવસ્ થયું; આ
સર્વ પ્રસંગોમાં અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર મહા
પ્રસંગો બની ગયા છે. પરન્તુ આખા રોમન પ્રજા-
ના ઇતિહાસ લખનાર લીવીને અને બીજા લખના-
રાને રાજ્યવિસ્તારના નિયમરૂપી આગળ બતાવેલો
સંબંધ અને ઐક્ય જાળવી રાખતા, તથા પ્રસંગોને
એક બીજાની જોડે સંબંધ બાંધવાનું સબળ સાધન
મળ્યું છે. આ રાજ્ય નિયમ ઇતિહાસ સમુદ્રમાં સફર
કરનાર લેખક નાવિકનું ધ્રુમંડળ છે. તે આધારે તે
આડો અવળો ભમ્યા શિવાય અનેક પ્રકારના ચિત્ર
વિચિત્ર પ્રસંગોનું અવલોકન કરતો ચાલ્યોજ જાયછે.

આ ઐક્ય જાળવી રાખવાનો ગુણ પ્રાચીન ઐતિ
હાસિકોમાં પોલીબીયસે સારો જાળવ્યો છે. એના
રોમના ઇતિહાસના પુસ્તક ત્રીજાના આરંભમાં એ
લખે છે કે તે અવશ્ય ધ્યાનમાં લેવા યોગ્ય છે. તે
કહે છે કે "મારો ઇતિહાસ ઘણા ભિન્ન ભિન્ન પ્રસં-
ગોથી સંકલિત થયો છે. તથાપિ એ આખા ઇતિ-
હાસમાં મારે તો એકજ વસ્તુ વર્ણન કરવા
અને તે એ છે કે કેવાં કારણોથી અને કે
આખી પૃથ્વીના દેશો રોમન અધિરાજ્ય

યા." આ ધારણ ઉપર ઐક્ય સાચવતાં તેનો ઇતિહાસ ઉત્તમ પ્રતિનો નિવડયો છે. આ પ્રમાણે અનેક પ્રસંગોથી બનેલો સામાન્ય ઇતિહાસ જાણે આખો એકજ ઇતિહાસ છે એવું સ્વરૂપ પામે છે. વળી એજ લખનાર બીજે સ્થળે લખે છે કે મને ભિન્ન ભિન્ન પ્રકારના બનાવોનો એક ઇતિહાસ લખવાનું બની આવ્યું તે મારૂં મહાભાગ્ય માનુંછું, કારણ કે, અત્યાર સુધી જગતનો ઇતિહાસ વિખરાયલો હતો અને પરસ્પર સંબંધ છતાં જાણે કેવળ જૂદો હોય તેમ જણાતું હતું, જો કે જે સમયનો ઇતિહાસ એ લખે છે. તે સમયમાં આખા જગતનાં કાર્યો એકજ કારણમાંથી ઉત્પન્ન થયાં હતાં.

જ્યારે આ પ્રમાણેનો સંબંધ સામાન્ય ઇતિહાસમાં જાળવી રાખવામાં આવતો નથી, ત્યારે તેના અભ્યાસીને જેમ કોઇએ અમુક પ્રાણીના શરીરના જૂદા જૂદા ભાગ જોયા હોય તેથી પોતાને પ્રાણીનું ભાન થતું નથી તેમ થાય છે.

સામાન્ય ઇતિહાસ લખનારને ઉપર જણાવેલું ઐક્ય મજબુત રાખવામાં કેટલીક છૂટ લેવી પડે છે.

૧ વૈષેશિક ઇતિહાસ જેમાં અમુક કાળનું અને અમુક એકજ પ્રસંગનું દર્શન કરાવવાનું હોય છે તેના

લખનારને તો જરા પણ છૂટ મળતી નથી, કારણ કે આ ઐક્ય જાળવી રાખવામાં તેને સામાન્ય ઇતિહાસ લખનારના કરતાં વધારે અને સબળત્તર સાધનો હોય છે. એટલુંજ નહિ પણ જો તે ઐક્ય જાળવવામાં જરા પણ ચૂક કરે છે તો તે એક મોટું લાંછન ગણાય છે. ઝેનોફને સાઇરોપીડીઆ તથા દશ હજાર લશ્કરનું પાછું ફરવું.' ( Retreat of the Tep Thousand) નામના ઇતિહાસો લખ્યા છે તે વૈષેશિક ઇતિહાસ છે, જેમાં આગળ કહેલું ઐક્ય ઉત્તમ રીતે જાળવી રખાયું છે, તેના અપ્રતિમ નમુના છે. હવે આ ઐક્ય જેમાં સચવાયું નથી તેનો નમુનો થુસીડાઇડીઝે લખેલો પીલોપોનીસસનો સંગ્રામ નામનો એક પ્રસંગનો ઇતિહાસ લખ્યો છે તે છે. આ ઐતિહાસિક બીજા ગુણોમાં સર્વથી ચઢીયાતા છે તથાપિ ઐક્યભંગનો એના લખાણમાં એક દુર્ગુણ છે. ઉપલા ગ્રન્થમાં એક અમુક અગત્ય ધરાવનારૂ કાર્ય હાથમાં લઈ તેને સમાપ્તિએ પહોંચાડવામાં આવતું નથી. કથન રીતિ એવી રાખી છે કે તુટક તુટક પ્રસંગો ઉપરાઉપરી આવ્યા જાય છે. એના એકજ ઇતિહાસના કડકે કડકા કરી નાંખ્યા છે. વાંચનારને પ્રત્યેક શિયાળાની અને ગ્રીષ્મ ઋતુઓની તૈયારીઓ થાય તેમાં

દોરાવું પડે છે. પ્રત્યેક પ્રસંગ અધુરો રાખે છે. એક બનાવ બનતો હોય અને તે દરમ્યાન બીજો બને તો પ્રથમનાને પડતો મૂકી દીધો છે અથવા તેની સાથે જ દાખલ કરી દીધો છે. વાંચનાર ઘડિકમાં સીસીલીમાં બનતા બનાવોમાં દોરાય છે. અને ઘડિકમાં એથન્સમાં બનતા બનાવોમાં દોરાય છે. જો કે એનો હેતુ કદાપિ એમ હોય કે એક સમયે આ સર્વ સ્થળોમાં શું શું બનતુ હતું, તેનું ભાન કરાવવું, પણ એ દર્શાવવાની રીતિ એવી કઢંગી પકડી છે કે એના ઇતિહાસનો કડકો થઈ જાય છે અને પરિણામ એ છે કે અનેક પ્રસંગોના અસંબંધ ટોળે થવાથી વાંચનારને અને અભ્યાસીને કંટાળો આવતાં અભાવ ઉત્પન્ન થાય છે. આવી સખત ટીકા પ્રાચીન ટીકાકાર ડાઓનીશીયસે કરી છે.

આવોજ દોષ હિન્દુસ્તાનના ઇતિહાસ લખનાર મિલ અને એમિર્ઝમાં પણ છે તેવી ટીકા લાર્ડ મેકોલેએ કરી છે.

ઇતિહાસ લખનારે પોતાની વાર્તા રસિક કરવાના હેતુથી કાલાનુક્રમ મૂકવો નહિ જોઇએ. તેણે બનેલા પ્રસંગોનો સમય તથા તેમનો પરસ્પર સંબંધ સાફ દર્શાવી આપવો જોઇએ. પરન્તુ તેટલા માટે જે કા-

ર્યનું વર્ણન તે કરતો હોય તેટલામાં બીજો બનાવ બને તો નહિ છોડતાં બીજું વર્ણવવા બેસવું નહિ જોઇએ. ઐતિહાસકે અમુક પ્રસંગના બીજા પ્રસંગ સાથે સંબંધ જણાવવો જોઇએ અને તે યોગ્ય ખુલાસાથી જણાવવામાં આવે તો એકજ વખતે બનતા બનાવોનો સમૂહ બતાવવાની ગડબડ જરા પણ નહિ થાય. માટે કાલાનુક્રમ જાળવવાની ખાતરજ વર્ણન ચાલતો વિષય તોડી નાંખવો નહિ. એકજ સમયે બન્યા એટલાજ સંબંધ ઉપરથી ભિન્ન ભિન્ન કાર્યોનો સમૂહ કરવામાં આવે તો તે કેવળ અભાવ ઉત્પન્ન કરનાર થઈ પડે છે. એક પ્રસંગને પૂરો કરી બીજો હાથમાં લેવો અને ત્યાં સમયનો ખુલાસો કરતાં જવાથી ઐક્ય જરા પણ તુટવાનો સંભવ નથી.

પુશીડાઇડીસે લખેલા ઇતિહાસ કરતાં હીરોડોટસના ઇતિહાસમાં જો કે સમય વધારે લાંબો છે તથા તેમાં અગણિત પ્રસંગોનો સમૂહ છે, તથાપિ ઐક્ય જાળવી રાખી પરસ્પર વસ્તુનો સંબંધ વધારે સારી રીતે જોડયો છે આથી તે લોકપ્રિય વધારે થઈ પડયો છે. આ પ્રમાણેનો ગુણ હોવાથી જો કે ન્યાય (તુલનાશક્તિ) અને ચોકસાઇમાં એ થુસીડાઇ-

ડીસ કરતાં ઉતરે છે. તથાપિ બનાવોનું યોગ્ય ભાન કરાવવામાં ચઢીયાતો ગણાય છે. એના ઇતિહાસમાં અનેક પ્રસંગોનું સમેલન થાય છે, ઘણા બનાવ એકજ વખતે બને છે, પરન્તુ મુખ્ય વાત જે ચાલતી હોય છે તેનો જે સંબંધ ધરાવે છે તે યોગ્ય રૂપમાં દાખલ કરે છે. અને બાકીના પોતાની મેળે જૂદાજ ચર્ચાવે છે તેથી આખો ગ્રંથ જાણે એકજ ઇતિહાસ હોય એમ સત્ય ભાસે છે.

ઇતિહાસ એ શબ્દથી સામાન્ય રીતે જનમંડળના શિક્ષણ માટે લખાયલી સત્ય નોંધનું સામાન્ય રીત ભાન કરાવે છે. અને સત્ય નોંધ રાખવા સારૂ ઇતિહાસ લખનારે નિષ્પક્ષપાત, સત્ય અને ચોકસાઈ આ ત્રણ ગુણો મુખ્ય કરીને જોઇએ એવું આગળ કહી ગયા છીએ. આ ત્રણ મુખ્ય ગુણ શિવાય બીજા બે ઉપગુણની જરૂર છે. (૧) ગંભીરતા અને (૨) કહેણીને ઉચ્ચતા.

હવે ઇતિહાસનો હેતુ સંપૂર્ણ રીતે અમલમાં લાવવાને આગળ કહેવામાં આવ્યું છે તેમ ઇતિહાસ લખનાર જે જે કાર્યનું તે વર્ણન આપે છે તે તે કાર્યનાં મૂળ સાથે તેમનો સંબંધ દર્સાવવો જોઇએ. આ મૂળ સાથેનો સંબંધ દર્સાવવાનું કાર્ય સારી રી-

તે પાર પડે તેટલા માટે બે વસ્તુની અગત્ય છે. એક તો કુદરતી જન સ્વભાવનું જ્ઞાન અને બીજું રાજ્ય વ્યવહારનું સંપૂર્ણ જ્ઞાન એટલે રાજ્ય સત્તાનાં સર્વત્ર રૂપનું ભાન. જનસ્વભાવનું જ્ઞાન ઐતિહાસિકને વર્ણનીય પુરુષોનાં ચારિત્ર ઉપર પોતાના અભિપ્રાય દર્શાવવામાં અને તેનો વાસ્તવિક ચિતાર આપવામાં અતિ ઉપયોગી થઈ પડે છે. જનસ્વભાવનું જ્ઞાન અધ્યયન કરવાને ઐતિહાસ્ગ કે સંસારનો તેમ બીજા ઇતિહાસોનો અભ્યાસ જરૂર કરવો જોઇએ. રાજવ્યવહારનું જ્ઞાન ઇતિહાસ લખનારને રાજ્યોની ફેરફારીઓ કેવી રીતે થઈ તથા અમુક રાજ્યનીતિથી પ્રજાનાં કાર્યો ઉપર શી અસર થઈ તથા શાંછાં સારાં અથવા માઠાં પરિણામ નિપજ્યાં તે તાદૃશ્ય દર્શાવી આપવામાં ઉપયોગી થાયછે. આ બન્ને ગુણ એક શિક્ષણ પૂર્ણ ઇતિહાસ રચવામાં અત્યન્ત અગત્યના છે.

રાજ્યવ્યવહારનું જ્ઞાન મેળવવાનાં સાધનો અર્વાચીન કરતાં પ્રાચીન ઇતિહાસ લખનારાઓને અપૂર્ણાવસ્થામાં મળતાં હતાં અને તેથી પ્રાચીન ઐતિહાસિકો પાસેથી ખરેખરી હકીકત અને શુદ્ધ સંકળનાની આશા થોડી રખાય છે, કારણ કે દુનિયાના દે-

શોનું જ્ઞાન મેળવવાનાં સાધન તેમને થોડાં મળ્યાં હ-તાં. તેમના સમયમાં હાલના સમયની પેઠે આસપા-સનાં સંસ્થાનો, દેશો વગેરે સાથે સંબંધી કરાવના-રાં સાધનો જેવાં કે વરાળયંત્ર, ટપાલો, એક દેશમાં બીજા દેશના રહેતા સંધી વિગ્રહીકો હતાં નહિ જે-થી પરસ્પર સંબંધી ઘણો ઓછો રહેતો અને પર-સ્પરની માહીતી પણ ઓછી રહેતી. તેથી આગળ-ના ઇતિહાસ લખનારાઓએ પોતાના દેશના ઇતિ-હાસ લખેલા છે. દેશોનો પરસ્પર સંબંધ વધેલો ન-હિ હોવાથી તેમણે બીજા દેશોનો અગર આખી દુ-નિયાનો ઇતિહાસ લખવાનું આદર્યુંજ નથી. અને .થી આપણે આટલે બધે દૂરને સમયે પણ જે તે-મની પાસે શિખવાને આશા રાખી શકીએ, તેટલું શિક્ષણ તેમનામાંથી મળતું નથી. કદાપિ પ્રાચીન લે-ખકોમાં સ્વતંત્રતાનો પ્રેમ અટલ જોવામાં આવે છે તથાપિ રાજ્યના અન્દર ઇતિહાસ, રાજ્ય ચલાવના-રાઓની રાજ્યનીતિ ઇત્યાદિની ચોકસીથી તપાસ થ-ઈ હાલની પેઠે ટીકાઓ બીલકુલ થતી નેહોતી. સાં-પ્રત સમયમાં રાજ્યોની ભિન્ન ભિન્ન પ્રકૃતિઓનું તથા તેનાં કાર્યોનું જ્ઞાન મેળવવાને તથા લોકોને ઘણા કે-ળવાયેલા તથા બુદ્ધિમત થવાનાં સાધનો પુષ્કળ છે

તેવા સમયમાં અર્વાચીન ઐતિહાસિક આ બાબતમાં ન્યૂનતા રાખે તો એ એક દોષ છે.

ઉપર બતાવેલા કારણને લીધે પ્રાચીન ઐતિહાસિકો જે કાર્યોનું વર્ણન કરે છે તે સુન્દર અને સ્પષ્ટ રીતે આપણુ આગળ રજુ કરે છે તથાપિ ઘણીક વખત તેઓ રાજ્યનીતિનાં શાંશાં કારણોથી અમુક કાર્યો પરિણામ પામ્યાં તે દર્શાવી આપવામાં પાછા પડે છે. દૃષ્ટાન્ત કે ગ્રીસ દેશના ઇતિહાસમાંથી આપણને તે દેશનું તે સમયના બળ, ધન, અને ઉપજ વગરનું જ્ઞાન, તે દેશમાં થયેલા ફેરફારોનું વર્ણન, અને તેના બીજા દેશ સાથેના સંબંધનું જ્ઞાન અપૂર્ણાવસ્થામાં મળે છે. રોમનો ઇતિહાસ લખવામાં જો કે લીવીએ રાજ્ય વ્યવહારી જ્ઞાન મેળવવાનાં સાધનો પુષ્કળ મળ્યાં છે તથા રોમન પ્રજાની ચઢતી પડતીનું વર્ણન કરવાને ઘણો ઠીક યત્ન કર્યો છે, તથાપિ, જે શિક્ષણ આ અગત્યના વિષયોમાં એ આપે છે તે સંપૂર્ણ રીતે દૃશ્ય થતુ નથી. ઐતિહાસિકોમાં સુન્દર છટાદાર તથા લેખક તરીકે તથા બનેલા પ્રસંગો કહી બતાવનાર તરીકે લીવી જો કે અદ્વિતીય લેખક છે. તથાપિ વિષયમાં ઊંડા ઉતરી કાર્ય કારણનો સંબંધ દર્શાવવામાં એ જરા ઉતરે છે. સેલિસ્ટે રાજ્ય વિરુદ્ધ

ખટપટનો ઇતિહાસ લખવામાં જે તદન રાજ્યનો ઇતિહાસ છે તેમાં કહેણીનું સૌન્દર્ય તથા ચારિત્ર્યનું દર્શન કરાવવામાં જેટલું ધ્યાન આપ્યું છે તેટલું કાર્યનો કારણ સાથે સંબંધ દર્શાવી ખરૂં સ્વરૂપ ઉભું કરવા ધ્યાન આપ્યું નથી. એ ઇતિહાસમાં આપણે ધારી શકીએ તો રોમમાં જે લોક તથા રાજ્ય સ્થિતિ, જેથી કેટીલાઈન જેવા બદમાશ પુરુષો આખા રાજ્યને ભયંકર થઈ પડ્યા હતા તેવી સ્થિતિનું સવિસ્તર શૃંખલા રૂપ વર્ણન ન આપતાં તે સમયમાં વધી પડેલી વિષયાશક્તિ તથા રીતભાતની ઉલટાલટો તેથી અગાઉના સમયની સાદી રહેણી કરતાં કેટલી જૂદી પડતી તેનું ઉપરચોટીઆ સામાન્ય વર્ણન આપે છે.

આ ઉપરથી એમ ન સમજવું કે પ્રાચીન સમયના બધા ઇતિહાસ લખનારાઓમાં રાજ્ય વ્યવહારનું જ્ઞાન હતુંજ નહિ અથવા હતુ તો અપૂર્ણ હતુ. પ્રાચીન ઐતિહાસકોમાં થુસીડાઈડીસ, પોલીબીયસ અને ટેસીટસ રાજ્ય વ્યવહારના શિક્ષણ જ્ઞાનમાં અપ્રતિમ હતા. થુસીડાઇડીસના ઇતિહાસમાં ગાંભીર્ય, યુક્તિ અને ન્યાય ઝળઝળતા દેખાવથી નજરે પડે છે. જે જે પ્રસંગ તે લખે છે તેની સત્ય નોંધ તે કરે છે તથા

રાજ્ય વ્યવહારમાં જે જે નીતિ પ્રવેશ થઇ તથા તેને નીતિ અનુસાર જે જે કાર્યો અનુકરણ કરવામાં આવ્યાં તેથી લાભ અથવા નુકસાન શું શું થયાં તે ઘણીજ સારી રીતે દર્શાવી આપે છે. પોલીબીયસ રાજનીતિ ઉપર પોતાના સ્વતંત્ર વિચારો દર્શાવવામાં તથા ગુંચવણ ભરેલા પ્રસંગોમાં ઊંડા ઉતરી વાસ્તવિક સ્વરૂપ દર્શાવવામાં તથા સંગ્રામ વ્યવહાર અને સેના જ્ઞાનમાં ચઢીયાતો છે. ટેસીટસ જનસ્વભાવના જ્ઞાનમાં ચઢે છે. મનુષ્ય અન્તઃકરણની છાપ તાદૃશ ખેંચી કાડે છે, તેનાં લખાણોમાં વિચાર અને ઔદાર્ય ઘણાજ ઉચ્ચા પ્રકારનાં જોવામાં આવે છે. રાજ્યદ્વારી કાર્યોનું જ્ઞાન તે ઘણું આપે છે તથાપિ તેનાથી એ વિશેષ મનુષ્ય અન્તઃકરણનો ચિતાર આપવામાં તે સર્વથી ચઢે છે.

પરન્તુ આપણે ઐતિહાસિક પાસે ગંભીર અને શિક્ષણ પૂર્ણ વિચારો માગીએ છીએ. તે ઉપરથી એમ ન સમજવું કે તેણે ઇતિહાસના વર્ણનનો જે પ્રવાહ ચાલતો હોય તેમાં પોતાના વિચારો તથા અનુમાનો વારંવાર દરેક પ્રસંગે આપી ગોટાળો ઉત્પન્ન કરવો. જે જે કાર્યોની નોંધ તે કરે છે, તેની સ્પષ્ટ માહીતી આપવી જોઇએ. જે દેશનો ઇતિહાસ

તે લખતા હોય, તે દેશના રાજ્ય બંધન, બળ, ઉપજ તથા તેની અન્તર સ્થિતિની સંપૂર્ણ માહીતી આપવી જોઇએ. તેનીજ સાથે પાસેના દેશો સાથે તેનો સંબંધ કેવો હતો તથા તેમને પરસ્પર હિત શું તથા કેવા પ્રકારનાં હતાં તે દર્શાવવું જોઇએ. તે જાણે આપણને એક ઉચ્ચી ટેકરી ઉપર ઉભા રાખી કાર્યોના પ્રવાહ કયાં મૂળ (કારણો)માંથી વિસ્તાર પામે છે તેનું સર્વત્ર તરફથી યથાસ્થિત દર્શન કરાવતો હોય તેવો કાર્ય વર્ણનને અનુબંધ રાખવો જોઇએ પરન્તુ માત્ર વસ્તુ વર્ણન કરી તે ઉપર તુલના કરવાનું કામ વાંચનારને સોંપી તેના પોતાના અભિપ્રાય અને તર્કની ખીચડી કરવી ન જોઇએ. જ્યારે આ પ્રમાણે યથાસ્થિતિ માહીતી ન આપતાં પોતાના વિચારો અભિપ્રાયો તથા તર્કનું સંમેલન કરી આગળ પડતું લખાણ કરવામાં આવે, તો ઐતિહાસના બનેલા બનાવોનું તોલન કરી યથા દશા કરાવવાને બદલે પોતે રાજ્યવ્યવહાર સંબંધી ગોઠવેલી અમુક યુક્તિનું અગ્ર દર્શન કરાવવા પ્રયત્ન કરે છે જે ઐતિહાસિકને દૂષણરૂપ છે, ઇતિહાસનું શિક્ષણ નિશંક તથા ન્યાયને આધારે હોવું જોઇએ, પણ સ્વકલ્પિત અમુક નિયમેજ કરવામાં બહાલ્ત રહેવું જોઇએ. એટલું તો ખરૂં

જ છે કે, ત્યારે ઘણીજ બારીકીથી તપાસ કરવા જોગી બાબતો આવી પડી હોય છે તથા કોઇ એવો પ્રસંગ આવેલો હોય છે કે, જેમાં મનુષ્ય જાતિમાંજ પરસ્પર વિચારોની વિરુદ્ધતા હોય, તેવા પ્રસંગોમાં ઇતિહાસનો પ્રસંગ થોડીકવાર બંધ રાખી પોતાના તથા આસપાસના વિચારો દર્શાવી તે સમયની સ્થિતિનું ભાન કરાવવું, જરૂરનું છે. પરન્તુ એથી કરી તેવા વિચારો અનેક અને વારંવાર દર્શાવી વાચક વર્ગના વિચારના સૂત્રમાં ગુંચવણ નાખવાની કંઇ જરૂર નથી.

જનસ્વભાવનું સામાન્ય ભાન કરાવતાં અથવા અમુક માણસનું ચારિત્ય આલેખતાં કથા કથનમાં ઉપર કહ્યા પ્રમાણે પોતાના અભિપ્રાયો ચાતુર્યથી મેળવવામાં આવે છે તો તે માત્ર બનાવ અને પ્રસંગનીજ નોંધ આપી જવા કરતાં વધારે ઉપયોગી અને રસિક થઇ પડે છે. દૃષ્ટાન્ત—ટેસીટસે, એગ્રીકોલાની જીવનચર્યામાં ડોમીટિયને તેની પ્રત્યે જે વર્ત્તણુક ચલાવી તે લખતાં લખે છે કેઃ—

'જે માણસને તમે કંઈ ઈજા કરી હોય તેનો ધિક્કાર કરવો તે મનુષ્ય પ્રાણીનો સ્વભાવજ છે.'

આ વિચાર ફિલસુફી ભાષામાં સ્વરૂપ રૂપથી દર્શાવ્યો છે તેથી જરા વધારે ખુલાસાથી અન્ય સ્થળે

તેણે જરમેનિકસ સામે લિવિયા અને ટાઇબીરિયસ ઇર્ષા રાખતા હતાં તે બનાવતાં જણાવ્યું છે કે—

"તેનો કાકો તથા દાદી તેના તરફ જે છુપો અગમો રાખતાં હતાં તેથી તે અત્યન્ત ખેદિત રહેતો અને વધારે તો એટલા માટે કે તેમ થવાનાં કારણ ખોટાં અને અન્યાય ભરેલાં હતાં."

આ સ્થળે ઘણો ગંભીર અભિપ્રાય દર્શાવ્યો છે અને જરમેનીકસને ખેદિત રહેવાના કારણ તરીકે બતાવવામાં આવ્યો છે.

રૂફસની સામે અયોગ્ય મહેનત આપવાના કારણથી તેની સેનાએ જે બળવો ઉઠાવ્યો હતો તેનું વિવેચન કરતાં લખે છે કેઃ—

"કારણ કે રૂસ જે એક ઘણા સમયનો ઘડાયલો સિપાઈ હતો તથા જે પાછળથી એક સેન્યુરીયન અને આખરે એક હોદ્દેદાર થયો હતો. તેણે પુરાતન સમયની લશ્કરી પદ્ધતિ અનુગ્રહણ કરી. અનેક પ્રકારનાં દુઃખ અને મહેનતમાં ઉછરેલો હોવાથી જુની પદ્ધતિથી લશ્કર ઉપર મહેનતનો બોજો નાંખવામાં તેણે સખ્તાઇ વાપરી કારણ કે સખ્તાઇ તે ખમી રહ્યો હતો."

સારી રીતે "જે લોકો મહેનત સહન કરી રહ્યા

હોય છે તેઓ બીજા પાસેથી તેથી પણ વધારે મહેનત કરાવવાને ઉત્સુક હોય છે." એવું માત્ર કહેવાને બદલે ટેસીટસ જે રીતે રૂફસના સ્વભાવ વિષે કહેતાંજ સામાન્ય જનસ્વભાવનું ભાન કરાવે છે. તેથી તે વધારે અસર ઉત્પન્ન કરે છે તથા ઇતિહાસમાં જીવન પ્રાપ્ત કરે છે. આવી રીતે પ્રસંગ અને જનસ્વભાવનું દર્શન સંમેલન કરવામાં અને તેથી વધારે અસર ઉત્પન્ન કરવામાં આ ઐતિહાસક ચઢીઆતો છે.

હવે ઇતિહાસમાં કથન રીતિ ઉત્તમ થવાને વાસ્તે શું શું ગુણ જોઇએ તેનો વિચાર કરવાનો છે. ઇતિહાસ જ્યારે ભૂતકાલના પ્રસંગોનું વ્યાખ્યાન છે, ત્યારે એકની એક વાત જ્યારે ભિન્ન ભિન્ન પુરુષોથી કહેવામાં આવે, ત્યારે કહેનારની કથન રીતિની એટલે કથા કહેવાની શૈલીના પ્રમાણમાં અસર કરે છે. કથન રીતિમાં મુખ્ય ગુણ સ્પષ્ટતા, સ્વભાવિક અનુક્રમ અને સંબંધ એ ત્રણ ગુણ જોઇએ. આ ગુણ મેળવવાને ઇતિહાસ લખનારે પોતાના વિષયનું તમામ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. વર્ણનીય વિષય એકજ દૃષ્ટિએ સાંગ તેની આગળ રમી રહેલો હોવો જોઇએ. મહાભારત, રામાયણ તથા પશ્ચિમ તરફના પ્રાચીન ઐતિહાસિક ગ્રંથોનું જે મહત્વ અદ્યાપિ પર્યન્ત જળવાઇ રહેલું છે,

તે મુખ્ય આ ત્રણ ગુણને લીધેજ છે. લેખકે આખો વિષય અથથી તે ઇતિ સુધી પોતાની સાંમે આળેખે-લોજ રાખવો કે લખવું એ માત્ર જેવો એક ચિત્રમાં રંગ પૂરવા જેટલું રહે છે. આખા ઇતિહાસની શૃંખ-લા તેના પરસ્પર પ્રસંગોરૂપી સર્વ અંકોડા સુધાંત તેની દૃષ્ટિગોચર રહેવી જોઇએ અને દરેક પ્રસંગ જ્યાં આ-ગળ તેનું દર્શન આસપાસનો સંબંધ વિચારમાં લઇ કરાવવું ઘટે, ત્યાં પ્રદર્શિત કરવો આવશ્યક છે. વળી તે પ્રદર્શિત કરવામાં એવી સરળતા વાપરવી કે ઇષ્ટ ફળ સુધી સાંભળનાર કે વાંચનારને પ્રત્યેક પ્રસંગ અ-ન્યમાંથી શી રીતે ઉત્પન્ન થયો કે તેમાં વિરામ પા-મ્યો તેનું અસ્ખલિત જ્ઞાન થાય. આ સ્થળેજ લેખ-નના કે વક્તૃત્વમાં કુશળતા મેળવી નથી તે યદ્યપિ વિષય સારો સમજાયો હશે, છતાં લખવામાં કે કહે-વામાં એટલી ગુંચવણ કરી નાંખશે, વાક્ય રચના અને વિષય ભાગની ગોઠવણ એવી કઢંગી રીતે કરી નાંખ-શે કે તેનું પરિણામ અભાવ અને ઇષ્ટ ફળનો વિના-શ છે. આ ગુણો શિવાય ઇતિહાસના અભ્યાસમાં આ-નંદ કે શિક્ષણ કંઇપણ પ્રાપ્ત થતું નથી. આ ગુણ આગળ કહેવામાં આવ્યું છે. તેમ ઇતિહાસનું ઐક્ય વધારે સહાયભૂત થઇ નીવડશે. પ્રસંગોની પરસ્પર

સંકલના કરવામાંજ ઐતિહાસિકનું ચાતુર્ય રહેલું છે. પ્રસંગો ઘણાં દૂર કાળવર્ત્તી હોય તોપણ તેમને પરસ્પર સંબંદ્ધ કરવાની યુક્તિ તેણે અવશ્ય યોજવીજ જોઇએ.

ઇતિહાસ એ ગ્રંથ રચનામાં મહત્વનો વિષય છે. ત્યારે તેનું મહત્વ જળવાઈ રહેવા માટે કથનરીતિમાં બીજા એક ગુણની જરૂર છે; તે ગાંભર્ય છે. જે વિષયના અન્ત સુધી જાળવી રાખવાનું છે. શૈલી ભભકાદાર જોઇએ, તેમાં હલકાઇ અથવા તો ગ્રામ્યતા જેવી સાદાઈ નહિ આપવી જોઇએ રૂઢીમાં નહિ, આપવી જોઇએ. રૂઢીમાં નહિ આવેલાં એટલે અરૂઢ કે માત્ર વાતચીતમાં વપરાતાં વાકયોનો સમૂહ કરવો નહિ જોઇએ. ઢોંગનો આડંબર અથવા અતિશય ચાપલ્પ ધારણ કરવું નહિ જોઇએ. તેમાં બુદ્ધિકલ્પિત યુક્તિયો અથવા તો કવિત્વ દર્શાવવાનો પ્રયત્ન કરવો ઘટતો નથી. તેથી ગાંભીર્યનો સતત પ્રવાહ જે વહેતો હોય છે તેમાં ભંગ થાય છે. આ ઉપરથી એમ કહેવાનું તાત્પર્ય નથી કે ઇતિહાસ લખનારે એકનું એક કથા કથન ચાલું રાખવું જોઇએ. પરન્તુ કહેવાની મતલબ એ છે કે પ્રસંગોના પ્રમાણમાં તેણે ભાવ પ્રદર્શિત કરવામાં ચઢવું ઉતરવું જોઇએ. જ્યારે કોઈ નજીવી તેના વિષય મહત્વને અનુસરતી શૈલી અથવા કથન રીતિને હલકી પાડી નાંખે તેવી હોય તો તેને એક સૂચના

તરીકે ફુટ નોટથી કે હાશીઆની નોટથી બતાવવી. પરન્તુ ચાલતા ગાંભીર્યને લાંછન રૂપ થવા દેવું નહિ.

ઇતિહાસ લખનારમાં આ બધા ગુણ હોય તોપણ તેને ઇતિહાસનો રસ બરાબર ઉત્પન્ન કરતાં આવડતો નથી તો તે અરસિક થઇ જાય છે. આ દોષથી તે ગમે તેટલો પરિશ્રમ કરે છે તથાપિ તે નિષ્ફળ થાય છે. વાંચતાં વાંચતાં આપણે કંટાળો આવે છે અથવા તો સહેજ વાંચતાંજ તેને પડતો મૂકીશું. સાંપ્રત છોકરાંને નિશાળમાં ચાલતા ઇતિહાસો એવી કઢંગી કથન રીતિમાં લખાયા છે. તેથી ઇતિહાસનાં વિષય મુખ્ય અને રસિકમાં રસિક છતાં કંટાળાનો વિષય થઇ પડે છે તેનું કારણ પણ તેજ છે. તેમના અધિકાર પ્રમાણે રીતિ અને સંબંધ યુક્ત નહિ લખાયલા હોવાથી તેમને પ્રથમથીજ ઇતિહાસનો અભાવ થાય છે; અને આ પ્રમાણે ઠેઠ સુધીના અભ્યાસમાં તેમને બાધ રૂપ થતાં પરંપરા ઇતિહાસનો અભ્યાસ અને વિષયનો ભવિષ્ય શોધ મૂળ નાંખતો બંધ પડે છે.

રસિક નિવડવામાં બે વાત સાધનભૂત થઈ પડે છે, તે ઉપર ઐતિહાસિકે ધ્યાન આપવાની જરૂરછે. બનેલા પ્રસંગોને એકદમ એકઠા કરી ઉતાવળથી કહી નાંખવા નહિ, તેમજ પોકળ લંબાણ કરવું નહિ. આ બન્નેની મધ્યમાં તેણે રહેવું જોઇએ. સમુદાય એકઠો

કરી નાંખવામાં અકળામણ આવે છે અને લંબાણ કરવામાં અભાવ–કંટાળો–આવે છે. પરન્તુ બંનેનું પરિણામ એકજ છે. રસિક અને અનુભવી લખનાર એની મેળેજ જાણી લેશે કે ક્યાં આગળ ટૂંકામાં પતાવી દેવું અને ક્યાં આગળ લંબાણથી વિષયનું વર્ણન કરવું. જે વિષયો નાના અને અગત્ય ધરાવનારા નહિ હોય તેને ટૂંકામાં સારૂ રૂપ પતાવી દેવા અને જે વિષયો સ્વભાવિક રીતે મહત્વ ધરાવનારા તથા ગંભીર વિચાર, આશ્ચર્ય, લાગણી ઉત્પન્ન કરે એવા અથવા જેના ગંભીર પરિણામ થયા હોય તેવા વિષયોને ખિલવવાં.

બીજી વસ્તુ પ્રસંગોની સાથે સંબંધ ધરાવતી બાબતો પસંદ કરવામાં વિવેક વાપરવો તે છે. સામાન્ય વાતો હશે તો તેના વિષયમાં રસ પૂરવાને નિરૂપયોગી થશે. પ્રસંગને સંબંધ ધરાવતી એવી વસ્તુઓથી ઉપસ્થિત થવું અને એવી વસ્તુઓ લાવી ગોઠવવી કે વાર્તા–કથન–નો રસ પ્રવાહ તરીકે આથીજ કરીને બનેલી વાતોને જાણે વાંચનાર પ્રત્યક્ષ જુવે છે, તેવું ભાન થાય છે. આ પ્રમાણે એ વસ્તુ ઉપર ધ્યાન રાખ્યાથી વિષયનું બરાબર સ્વરૂપ વાંચનારને કે સાંભળનારની આગળ જણાય છે તેજ ઇતિહાસનો ઉદ્દેશ પરિપૂરણતાએ પહોંચવામાં

સારી સહાય થાય છે. જેને ઐતિહાસિક ચિત્રકળા કહે છે તે આજ ગુણોમાં રહેલી છે. કથન રીતિની આ કળામાં એટલે ઐતિહાસિક ચિત્રકળામાં પ્રાચીન લેખકો વધારે ચઢીઆતા નીવડ્યા છે. હીરોડોટસ, થુસીડાઇડીસ, ઝેનોફન, લીવી, સંલસ્ટ અને ટેસીટસના લખેલા ઇતિહાસમાં અપૂર્વ આનન્દ પ્રાપ્ત થાય છે. તેનું મુખ્ય કારણ ઉપર કહેલી ચિત્રકળાની પરિપૂર્ણતા તેમાં જોવામાં આવે છે. વિવેક ડગલે ડગલે દેખાડે છે. હીરોડોટસ એવી સરળતાથી વિષયમાં પ્રવેશ કરે છે, અને તેને ધીરે ધીરે એવી ઉચ્ચતાથી પ્રદર્શિત કરે છે કે તેમાંથી કંટાળો ઉત્પન્ન થતો નથી. થુસીડાઇડીસ જો કે કોઇક કોઇક સ્થળે શુષ્ક અને ક્વચિત કઠોર જણાય છે. પરંતુ મહત્વ અને ગાંભીર્યના પ્રસંગો જેવા કે એથન્સની મરકી, પ્લેટીઆનો ઘેરો, એથેન્સની સેનાનો સીસીલીમાં પરાજય, ઇત્યાદિનું વર્ણન આપે છે ત્યાં આગળ તેને ખરેખરા અનુભવી ચિત્રકળા કુશળ પુરુષ જેઓ દેખીએ છીએ. ઝેનોફને લખેલા સાઇરોપીડાઆ અને દશ હજારનું પાછા ફરવું એ બે ઇતિહાસો અપ્રતિમ સુંદરતાથી લખાયલા છે. ઉપર કહેલી આસપાસની વસ્તુઓ પસંદ કરવામાં અને કથન રીતિ સરળ અને રસિક રાખવામાં આ લેખ-

ક ચઢે છે પરન્તુ એણેજ લખેલા હેલીનીક લોકોનો ઇતિહાસ અથવા થુસીગઇઢીસના લખેલા ઇતિહાસમાં તેણે (ઝેનોરને) જે વધારો લખ્યો છે તે તો ઉપલા ઇતિહાસોથી ઉતરે છે. સેલ્લેસ્ટે ઐતિહાસિક ચિત્રકળાનું ચાતુર્ય એણે લખેલા જુગરથાના સંગ્રામમાં દર્શાવ્યું છે તે જો કે એની લેખનશૈલી સ્વભાવિક રીતે નીકળેલી નથી એટલે કે ઢબની લપછપ આણવા પ્રયત્ન કર્યો છે તે છતાં સર્વથી ચઢીયાતું નીવડયું છે.

કથા કથનના ઉત્કર્ષમાં એટલે ઇતિહાસના પ્રસંગો તાદૃશ સ્વરૂપ આપવાની કળામાં ઐતિહાસિક ચિત્ર કળામાં–લીવી સર્વથી ઉત્તમ લેખક ગણાયો છે; એના ઇતિહાસમાં આવા ચિત્ર સ્થળે સ્થળે આપણને મળી આવે છે. કાંઈ પણ ઠેકાણે ઐતિહાસિક ચિત્ર ઉત્તમમાં ઉત્તમ જોવામાં આવ્યું હોય તો તે સેમ્નાઈટ લોકોથી રોમન સેનાએ ફુરસી કોડાઇની ( Fure Candin આગળ ખાધેલી સખત હારનું લીવીએ આપેલું વર્ણન છે.

આ પ્રસંગને વર્ણવતાં પ્રથણ તો બે પર્વત વચ્ચે આપેલી સાંકડી ખીણનું આબેહુબ વર્ણન જાણે આપણે તે દેખાવ નજરે જોતાં હોઇએ તેવું આપ્યું છે. આ ખીણમાં રોમન લોકોને દુશ્મનોએ કેવા ઘેરી રાખ્યા હતા તે બતાવ્યું છે, ત્યાર પછી રોમન લોકોને જ્યારે તેઓ તદન હાર ખાઈ વેરાઇ રહેલા છે અને

હવે બચવાનો એક પણ ઉપાય હાથ રહ્યો નથી, એમ પકી ખાત્રી થાય છે, ત્યારે તેઓ કેવા ચકિત થઈ જાય છે અને પછી તેમને કેવી રીતે ક્રોધ ઉત્પન્ન થાય છે, પછી નિરાશા તેમના ઉપર કેવી અસર કરે છે એ એવી તો સુન્દર રીતે દર્શાવવામાં આવ્યું છે કે ઐતિહાસકે બતાવ્યા છે તે સર્વ એવા સ્વભાવિકજ છે. તેમણે રાત્રિ કેવી ચિન્તામાં ગાળી, સેમ્નાઈટ લોકો જોડે સંધિ સંબધી વિચારો કેવી રીતે કર્યા, સેમ્નાઈટ લોકો તરફથી કેવી કેવી સરતો આગળ મૂકવામાં આવી, બન્ને સેના વચ્ચે વારંવાર સન્દેશા કેવી રીતે મોકલવામાં આવ્યા હતા. આ બધાનું એક પછી એક એવી સંમેલન કર્યું છે કે વર્ણણીય પ્રસંગ પૂર્ણ રીતે સતેજ કરે છે.

આટલો પ્રવેશક કરીને તે આગળ વધે છે રાત્રિ જતાં સવાર પડે છે. સેમ્નાઈટ સેનામાં સંધિ વાસ્તે ગયલા રોમન કૉન્સલ પોતાની સેનામાં નિરાશ અને ખેદિત થયલા પાછા ફરે છે અને જણાવે છે કે તે સમયની રીત પ્રમાણે ઝુંસરી * માં થઈ પ-

* તે સમયમાં એવો રિવાજ હતો કે ભાલો એક આડો રાખી મૂકયો હોય તે નીચે થઈ હથિયાર સર્વ છોડી દઇ હાર ખાધેલા માણસો નીકળી જાય તેને ઝુસરી તળેથી નીકળવું એમ કહેતા હતા અને તે શરમનો વિષય ગણાતો હતો.

લેક રોમને પસાર થયા સિવાય બચવાનો એકે ઉપાય હવે હાથમાં નહોતો. આટલું બન્યા પછીનું જે વર્ણન કર્તાએ આપ્યું છે તેનું શબ્દશઃ ભાષાન્તર વાંચનારને વધારે રસ ઉત્પન્ન કરશે. તે લખેછે કેઃ—

"કૉન્સલો છાવણીમાં પાછા ફર્યા અને જે બન્યું હતુ તે કહ્યું. તે સાંભળી રોમનોનો ગુસ્સો ઘણોજ ઉભરી આવ્યો; આવી ભયાનક સ્થિતિમાં કૉન્સલોની ઉદ્ધતાઈથી જ તે આવી પડયા હતા તે કહી કહી તેમને ધિક્કારવા લાગ્યા. તેમના ઉપર ક્રોધનાં વચન વરસાવવા લાગ્યા. ભય અને શરમથી ચકિત થયલે મુખે પરસ્પર સામાસામી જોવા લાગ્યા. શોકાતુર મુખે અને આંખે પોતાના હથિયારો જેમનો સ્વલ્પ સમયમાં દુશ્મનોના હાથમાં ત્યાગ કરવાનો હતો તેમના ભણી અને પોતાના જમણા હાથ જે હવે હથિયાર વિના નિરાશ્રય થવાના હતા તેમના ભણી વારંવાર નિહાળી જોવા લાગ્યા. શરમ ઉપજાવનારી ભાલાની ઝુંસરી તેમની આંખ આગળ દેખાવા લાગી, દુશ્મનનું લશ્કર, તેઓ દુશ્મન આગળ થઈ પસાર થશે તે વખતે તેઓ કેવી મશ્કરીઓ કરશે તેમના હથિયાર ઉતરાવવામાં આવશે તે, આ બધો દેખાવ તેમની આંખ આગળ ઉપસ્થિત થયો, પછીથી પોતાના મિત્રોના સંસ્થાનો, જ્યાં આગળ થઈ તેઓ વિજય

મંગળીના નાદ કરતાં આનન્દમાં એકવાર પસાર થ-
યલા તેમના પ્રદેશોમાં થઇને કેવી શરમ ભરેલી
અને ઉદાસી મુસાફરી તેમને કરવી પડશે અને જે
પોતાના સગાંસ્નેહીઓમાં જઈ અનેકવાર વિજયી
મુખે મળેલા તેમની આગળ વગર હથિયારે, વગર
પૈસે, હાર ખાધેલે મુખે જવું પડશે તે સંબંધી તે-
મના મનમાં વિચારો ઉપર વિચાર આવ્યા. એક
પણ ઘાવ અને એક પણ લઢાઈ શિવાય તેઓ આ
પ્રમાણે હારી જઈ શત્રુને તાબે થયા છે એવું પર-
સ્પર કહેવા લાગ્યા. એકલા એકલા બડબડવા લાગ્યા.
અરે એક પણ ઘાવ શિવાય આપણા નસીબમાં
આ હાર લખેલી છે, અરે આપણાં હથિયાર, હિમ્મત
અને અંગબળ સર્વ મિથ્યા ગયાં, ઇત્યાદિ વચનો
ઉચ્ચારી રહ્યા હતા. એટલામાં નિરાશાની અને શ-
રમની છેલ્લી ક્ષણ આવી પહેલવારકા તેઓને હથિયાર
અને બખતર ઉતારી મૂકી એકજ વસ્ત્ર માત્ર પહેરી
છાવણીની બહાર આવવાનો હુકમ થયો. પછી હુકમ
કરવામાં આવ્યો કે કૉન્સલાએ પણ તેમ કરવું અને
તેમના ઝભા ઉતારીને લેવા. આ વખતે તેમનો શરમ ભરેલો
દેખાવ થઈ રહ્યો. કૉન્સલોને પહેલ વહેલા ઝુસરી તળે
થઇને એક પછી એક પસાર કરવામાં આવ્યા" ઇત્યાદિ.

રીઝરે જર્મનોની સેનાનાં બળ વગેરેની અને તેઓ

ઘણા સમીપ આવી પહોંચ્યાની ખબર થતાં પોતાની છાવણીમાં જે ગભરાટ ઉત્પન્ન થયો હતો તેનું વર્ણન આપ્યું છે. તે પણ આવુંજ રસિક અને તાદૃશ ઐતિહાસીક ચિત્ર છે. ઘણીજ સારી ભાષામાં પરન્તુ કેવળ સ્વભાવિક રીતે અને સતેજ રૂપમાં દર્શાવવામાં આવ્યું છે.

ટેસીટસ પણ ઐતિહાસિક ચિત્રકળામાં ઉત્તમ ગણાય છે. પરન્તુ લીવીના કરતાં એની ઢબછબ કંઇ જુદીજ છે. લીવી સર્વ બનાવોનું લંબાણથી સંપૂર્ણ સાદુ અને સ્વાભાવિક વર્ણન કરે છે. ટેસીટસ પ્રત્યેકનુ વર્ણન ન કરતાં અત્યંત અગત્યનાં એક બે અંગોમાં સતેજ વર્ણન કરે છે. એકાદ બે એવા ટુચકા લઇ એવી તો ઝળઝળ શૈળીમાં એવા ભાવમાં તે પ્રદર્શીત કરે છે કે તેમાંથી કંઇ નવોજ પ્રકાશ નીકળી આવે છે. જ્યારે ઓથો ચઢી આવ્યો, તે સમયે રોમ નગરની અને તેના શહેનશાહ ગોલ્બાની કેવી સ્થિતિ હતી તેનું વર્ણન નીચે પ્રમાણે આપે છે.

"નગરમાં લોકોનાં ટોળે ટોળાં ઠેકઠેકાણે એકઠાં થયાં હતાં. તેમાં ગાલ્બા આમથી તેમ એક જગાએથી બીજી જગાએ અથડાતો ફરતો હતો, મંદિરોમાં અને જાહેર જગાઓમાં લોકોનાં ટોળે ટોળાં ભરાયાં હતાં, નગરના લોકો અથવા તો ફીતુરી લોકોમાંથી કંઈ પણ ગભરાટ સંભળાતો નહોતો, તેમ-

નાં મુખ ઉપર ભય અને ગભરાટ છવાઈ રહ્યો હતો, તેમના કાનમાં એ આવ્યા, એ આવ્યા, એવા ભણકારા વાગતા અને સાંભળવા કાન દેતા, આ કંઇ ફીતુર અથવા બળવો નહોતો, ગડબડ વગરની શાન્તિ પસરી હતી તે કંઈ ખરી શાન્તિ નહોતી પરન્તુ ભય અને ક્રોધથી ઉત્પન્ન થયલી ચુપકી હતી."

ઉપરના ટૂંકા વર્ણનમાં આ લખનારે જે સ્વાભાવિક દર્શન કરાવ્યું છે તેના કરતાં સારૂ કરાવવા એક કવિની કલ્પના કંઇ વધારે ઉંડી થઈ નહિ શકે. ભય ક્રોધથી થયલી ચુપકી બનાવતાં એ કેવળ જનસ્વભાવજ પ્રદર્શિત કરે છે, તેમાં ગાભીર્યની સાથે બુદ્ધિ અને અનુભવનું સંપૂર્ણ પ્રદર્શન છે. ટેસીટસ વિચારમાં જેમ ગંભીર છે, તેમ વર્ણન આપવામાં સતેજ છે. અસર કરવામાં બળવાન છે. ફિલસુફી, કવિ અને ઐતિહાસિક એ ત્રણના ગુણ જાણે એનામાં એકત્ર થઇ વસ્યા હોય તેમ દીસે છે. જે સમયનો એ ઇતિહાસ લખે છે તે એક ઐતિહાસિકને નસીબે અત્યન્ત કઢંગો છે, તથાપિ તેવામાં પણ જનસ્વભાવનાં અનેક ચિત્રો તે આબેહુબ ચિતરવામાં સમર્થ થયો છે. તે સમયનાં પ્રખ્યાત પુરુષોનાં મરણનાં કાર્ય સાથે સબંધ દર્શાવતાં એ એવી તો સરસ ઢબમાં લખે છે કે જે લખાણો ઉત્તમમાં ઉત્તમ કરુણા પ્રાધાન્ય કા-

ઓમાં ગણી શકાય. પરંતુ એનામાં દોષ એ છે કે ભાષાની હદ હદ વધારે ખેંચીને આણેલી છે પરન્તુ ઇતિહાસમાં તો કથન રીતિ સ્વાભાવિક જળ પ્રવાહના પેઠે અકુંઠિત ચાલવીજ જોઇએ.

ઇતિહાસ એટલે વૃત્તકથન નથી પણ ઉદાહરણથી કહેલું તત્વજ્ઞાન (History is Philosophy teaching by Examples.) આવી રીતનું કેટલાક અંગ્રેજ ઇતિહાસ કર્ત્તાનું કહેવું છે. તેઓ થયલા બનાવોને મોટું મહત્વ આપતા નથી. પણ વાસ્તવિક જોતા તેમાં મહત્વ છે એવું કહેવામાં આવે તો આવે એમ છે. તે જો બનાવ સારા આધાર ઉપરથી લીધા ન હોય તો તેનાથી સારૂ તત્વ નીકળનાર નથી. મેકૉલેનું કહેવું એ છે કે ઇતિહાસમાં ગઈ ગુજરી વાતના જ્ઞાનના યોગથી આગળ થનારી વાતને બરોબર અટકલ કરાવ્યા છે, તે કેમ થાય ? ઇતિહાસ જ્ઞાનનો ખરેખરો ઉપયોગ તેજ છે, એ અમે કબૂલ કરીએ છીએ. પણ થઈ ગયલા બનાવો કહેતી વેળાએ ઇતિહાસ કર્તાએ તેના ઉપર ટીકા કરીને પોતાનો અભિપ્રાય ઠોકીને તથા આ રીતિએ તત્વજ્ઞાનની રેલમ છેલમ કરીને ગ્રંથો નિર્માણ કરવા અને તે માણસોને ઇતિહાસની ખરી તસબીર કરીને માન આપવા એ માત્ર અમને સંમત નથી. એટલા માટે ઇતિહાસ

ગ્રન્થ લખનારે ઘણીક રીતની ખરી હકીકત મેળવીને તે માણસોની આગળ મૂકવી જોઇએ. ધારણો બાંધવા, તત્ત્વ કાઢવા વગેરે જે કામો છે તે તેનું નથી, તે કેવળ તત્ત્વવેત્તાનું કામ છે. તે જો ઇતિહાસ કરનાર કરે તો તેનું ખરેખરૂ કર્તવ્ય છે તેનાથી તે છેટે રહેશે, અને આપણને ઘણીક રીતે તેની કલ્પના તરંગ ઉપર સંતુષ્ટ રહેવું પડશે. ઇતિહાસકારનું વાસ્તવિક કર્તવ્ય આવું છે:—

The true historian, therefore, seeking to compose a true picture of the thing acted, must collect facts, select facts, and combine facts. Methods will differ, styles will differ. Nobody ever does anything exactly like any body else; but the end in view is generally the same, and the historian's end is truthful narration. Maxims he will have if he is wise, never one; and as for moral, if he tell his story well you need none, it will deserve none.

આજ પોતાનું ખરૂં કર્તવ્ય છે એવું જાણીને આપણા ઇતિહાસ કર્તાઓએ હિન્દુસ્તોનનો ઇતિહાસ લખવો જોઇએ. ઉપર આપેલી લાર્ડ બાલિંબ્રોકની વ્યાખ્યાને આધારે જો તે ચાલશે તો તેનો યત્ન વ્યર્થ જશે નહિ.